# યંત્રો સામે બળવો

(એલ. પી. જેક્સનાં ૧૯૩૩નાં હીબર્ટ વ્યાખ્યાનો)

અનુવાદક

**ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ**




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# યંત્રો સામે બળવો

[ ૧૯૩૩નાં હીબર્ટ વ્યાખ્યાનો ]


લેખક

**એલ. પી. જેક્સ**

અનુવાદક

**ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ**






**નવજીવન પ્રકાશન મંદિર**

**અમદાવાદ**

# પ્રસ્તાવના

આચાર્ય એલ. પી. જેક્સનાં, ૧૯૩૩માં ઇંગ્લંડમાં જુદી જુદી અનેક જગાએ આપેલાં, હીબર્ટ વ્યાખ્યાનો, જે 'ધ રિવોલ્ટ અગેઇન્સ્ટ મિકૅનિઝમ' એ નામથી અંગ્રેજીમાં પુસ્તકાકારે પ્રસિદ્ધ થયાં હતાં, તેનો આ અનુવાદ છે. 'માનવજાતિનો આધ્યાત્મિક વિકાસ એ એક નવસર્જનની ક્રિયા છે; અને યંત્રનો જેવો ઉપયોગ કરવામાં આવે તે પ્રમાણે તે ધર્મનું મિત્ર કે શત્રુ બને છે;' એ જ આ વ્યાખ્યાનોનો મુખ્ય વિષય છે, એમ જેક્સે પોતે કહ્યું છે. અહીં 'યંત્ર' શબ્દનો અર્થ ઘણો વિશાળ કરેલો છે. જેમાં એકની એક ક્રિયા ફરીફરીને થતી હોય તે યંત્ર. એ રીતે જોતાં વિશ્વની રચના, સામાજિક ને રાજકીય તંત્રો, સમાજની રૂઢિઓ અને પ્રણાલિકાઓ, એ બધાં યંત્રો છે. એવાં યંત્રો માણસને તથા સમાજને પોતાનું જીવન ટકાવવામાં તથા તેનો ઉત્કર્ષ સાધવામાં ઉપયોગી જ નહીં, બલ્કે જરૂરી છે. પણ એ ઉપયોગને અમુક મર્યાદા છે. બીજા શબ્દોમાં કહીએ તો, યંત્ર માણસનું સેવક રહેવું જોઈએ, તેનું શેઠ ન બનવું જોઈએ. તે જ્યારે પોતાની મર્યાદા વટાવે, ને માણસનો વિકાસ રૂંધે, ત્યારે તેની સામે લડવાની જરૂર ઊભી થાય છે. આ આખો વિષય વ્યાખ્યાતાએ એમની વિશિષ્ટ અને રસિક ઢબે, તથા વાચકના મનમાં વિચાર પ્રેરે એવી રીતે, આ વ્યાખ્યાનોમાં ચર્ચેલો છે. તેનો આ અનુવાદ ગુજરાતી વાચકોને ઉપયોગી જણાશે એવી આશા છે.

અમદાવાદ, ૧૧-૧૨-'૪૭ **ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ**

# અનુક્રમણિકા



## વ્યાખ્યાન ૧ લું
## યંત્રો સામે બળવો



## વ્યાખ્યાન ૨ જું
## યંત્રો સર્વવ્યાપી પણ ગૌણ

## યંત્રો અને યોગ

"માણસને કોક જગાએ ટેકો દેવા માટે યંત્રની જબરદસ્ત મદદ ન મળે, તો તે પૃથ્વીથી ઊંચે જઈ શકે નહીં. તેને જડ દ્રવ્યથી વિખૂટા પડવું હોય, તો તેણે જડ દ્રવ્ય પર પોતાનું વજન આપવું રહ્યું. બીજા શબ્દમાં કહીએ, તો યોગમાં યંત્રની મદદની જરૂર રહે છે. આ વસ્તુ તરફ દુર્લક્ષ થયું છે, કેમ કે યંત્રોએ અનાયાસે જે રસ્તો લીધો તેનાથી સર્વની મુક્તિ થવાને બદલે ખોબા જેટલા માણસોને હદ બહારનાં સુખસગવડ ને મોજ-શોખ મળ્યાં. . . . આ યંત્રરચનાનાં મૂળમાં માણસને સાધારણ રીતે લાગે એના કરતાં દૈવી યોગનું પ્રમાણ વધારે છે. માનવજાતિને અત્યાર સુધી યંત્રોએ નીચે પૃથ્વી તરફ વાળી છે. તે જો, યંત્રની મદદ વડે, પોતાની પીઠ ટટાર કરીને સ્વર્ગ તરફ મોઢું નહીં ફેરવે, તો યંત્રો તેમની ખરી દિશામાં પાછાં વળવાનાં નથી, તેમ જ તેમનામાં જે શક્તિ છે તેના પ્રમાણમાં સેવા પણ કરવાનાં નથી."

**હાંરી બર્ગસોં**

## વ્યાખ્યાન ૧લું

# યંત્રો સામે બળવો

### ૧. બળવાનું મૂળ

મ.[1] લ્વાઝી નામના એક ફ્રેંચ વિદ્વાનનું એક પુસ્તક હમણાં જ પ્રસિદ્ધ થયું છે. તેમાં તે કહે છે: "અમુક અવિચળ નિયમો અનુસાર ચાલતું આ જે કુદરતી જગત છે તે એક યંત્ર છે. એ યંત્રના સકંજામાં વિધાતાએ માણસનાં મન, કલ્પના, બુદ્ધિ ને ઇચ્છાશક્તિને પૂરી દીધાં હોય એમ દેખાય છે. પણ માણસનું મન એ બંધન તોડી તેમાંથી ભાગી છૂટવાનો પ્રયત્ન કરે છે. એ પ્રયત્નનું નામ જ ધર્મશ્રદ્ધા છે." આમાં કલ્પના એ છે કે માણસનું મન, સમગ્ર રૂપે જોતાં, યંત્રનું જન્મસિદ્ધ શત્રુ છે; અને ધર્મશ્રદ્ધા તે આ યંત્રના જુલમમાંથી નાસી છૂટવાનો પ્રયત્ન છે. આ કલ્પના સર્વાંશે તો નહીં પણ ઘણે અંશે સાચી છે, એમ હું માનું છું. એક તરફ યંત્ર ને બીજી તરફ મનુષ્યનું મન એ બેની વચ્ચે હાડવેર છે, એમ જે એમાં કહ્યું છે એ વિષે શંકાને અવકાશ નથી. પણ એથી આગળની એક અવસ્થા છે, તેનો ઉલ્લેખ મ. લ્વાઝીએ કર્યો નથી. માણસનું મન આ શત્રુતાથી અટકી ન જતાં આગળ વધે છે; તે યંત્રરૂપી શત્રુ પ્રત્યે પ્રેમ ધરાવતાં શીખે છે; ને શત્રુને મિત્ર બનાવે છે. આ માંડવાળ ને સમાધાન કેમ થવા પામ્યાં એ વિચારવા જેવો વિષય છે; ને તેના વિચાર તરફ તમારાં મનને વાળવાનો પ્રયત્ન હું આજે કરીશ. દરમ્યાન મ. લ્વાઝીનું વચન આપણને આંગળી ચીંધીને આપણે કયે રસ્તે જવું તે સૂચવે છે. તે જે દિશા બતાવે છે તે ખરી છે, ને તે તરફ જ આપણે આગળ વધવાનું છે.

મ. લ્વાઝીએ જે કલ્પના રજૂ કરી છે તેમાં રહેલું સત્ય સમજવું હોય તો, જગતમાં યંત્રો કેવાં અનેક ને વિધવિધ રૂપો ધારણ કરે છે તે આપણે યાદ રાખવું જોઈએ. વીજળી વરાળ

---

૧. ફ્રેંચ શબ્દ 'મસ્યુ' (મિસ્ટર, મહાશય) નું ટૂંકું રૂપ.

વગેરેથી ચાલતાં જે જડ, ભૌતિક યંત્રો આપણે નરી આંખે જોઈ શકીએ છીએ તેની તો આપણા સુધરેલા જગતમાં આજે પાર વિનાની ભીડ જામી છે. પણ આપણે એટલાં યંત્રોનો જ વિચાર કરીને અટકીએ એ બસ નથી. તે ઉપરાંત કેટલાંક અદૃશ્ય યંત્રો પણ છે. તે નરી આંખે દેખાતાં નથી છતાં તેમની શક્તિ પારાવાર છે. વળી એ યંત્રો માણસના મને પોતે જ પેદા કરેલાં છે. એ અદૃશ્ય યંત્રોને આપણે દર્શન, સંપ્રદાય, પ્રણાલિકા, ધરેડ, રૂઢિ એમ અનેક નામે ઓળખીએ છીએ; ને ફિલસૂફી, ધર્મશાસ્ત્ર, સંઘશાસન, સમાજરચના, અર્થશાસ્ત્ર ને બીજાં અનેક ક્ષેત્રોમાં આવાં અદૃશ્ય યંત્રો — અથવા કહો કે સંપ્રદાયો, પ્રણાલિકાઓ, ધરેડો — મોજૂદ હોય છે. અને એ બધાની પાર સમગ્ર વિશ્વ યા બ્રહ્માંડરૂપી સર્વવ્યાપી યંત્ર પડેલું છે. એ યંત્ર વિરાટરૂપ છે. તે આખું નરી આંખે દેખાય છે એમ ન કહી શકાય; પણ તેની હસ્તીનું ભાન તો આપણને નિરંતર થાય જ છે. એ મહાયંત્ર બીજાં સર્વ યંત્રો કરતાં વિશાળ ને સર્વોપરી છે. આમાંના એકે યંત્રની કેદમાં પુરાઈ રહેવું માણસના મનને રુચે એમ નથી. પોતાને એ યંત્રની મર્યાદામાં રહીને જ પ્રવૃત્તિ કરવી પડે એ વસ્તુ તે સાંખી શકતું નથી. આ બધાં યંત્રો — છેલ્લું વિશ્વયંત્ર પણ[1] — માણસના મને પોતે ઉપજાવેલાં છે એ ખરું; છતાં તે યંત્રો પોતાના રસ્તામાં આડે આવી પ્રગતિ રોકે એ તેને અસહ્ય થઈ પડે છે. યંત્રમાત્રની સામે બળવો કરવો એ એનો જન્મસિદ્ધ સ્વભાવ છે.

આપણું મન આ અદૃશ્ય યંત્રોની કેદમાં પુરાયેલું હોય, ને છતાં તેને પોતાની એ બદ્ધ દશાનું જરા પણ ભાન ન હોય, એ બનવાજોગ છે. પણ આપણે કોઈ પણ યાંત્રિક ચોકઠારૂપી દીવાલોની અંદર રૂંધાયેલા છીએ ને કેદીની દશા ભોગવીએ છીએ, એ વસ્તુસ્થિતિનું ભાન આપણને જે ક્ષણે થાય છે તે ક્ષણે જ આપણાં મનને

---

૧. જેમણે 'સાપેક્ષવાદ' (રિલેટીવિટી)ના સિદ્ધાન્તનો અભ્યાસ કર્યો હશે તેઓ તો સમજી શકશે કે આ કથનમાંથી વિશ્વયન્ત્રનો અપવાદ કરવો કેમ અશકય છે.

નાસી છૂટવાની વૃત્તિ જાગે છે; આપણને એ એક જ વાતની તાલાવેલી લાગે છે; અને આપણે બંધનમુક્ત થઈએ ત્યાં સુધી તે આપણને જંપ કે નિરાંત વળવા દેતી નથી. એવી વૃત્તિ — બંધનમાંથી નાસી છૂટવાની એવી તાલાવેલી — દરેક પ્રકારના જીવતા ધર્મમાં જોવામાં આવે છે. પણ આમ નાસી છૂટીને કંઈ શૂન્યમાં કે ખાલી જગામાં પડવાનું નથી. પાંજરામાંથી મુક્તિ પામીને પોતાને ઘેર જવા નીકળેલું પંખી જુઓ. તે થોડી વાર હવામાં ગોળ ગોળ ઊડે છે; અને પછી, કોણ જાણે કેવી રીતે પણ, પોતાને અસલને ઘેર અચૂકપણે પહોંચવાનો અદૃશ્ય માર્ગ શોધી કાઢે છે. તેવી જ રીતે આપણાં મન પણ, યંત્રોના કેદખાનાના સળિયા તોડીને બહાર નીકળ્યા પછી, પોતાના અસલી સ્વભાવને અનુકૂળ હોય તથા પોતાને જે આખરી મુકામે પહોંચવાનું છે તે મુકામે પહોંચાડે એવી હોય તે દિશામાં પ્રયાણ કરે છે. કોઈ ગૂઢ શક્તિ તેને એ રસ્તો બતાવે છે. પંખીમાં અચૂક પોતાનું મૂળ ઘર — પોતાનો માળો શોધી કાઢવાની જે આવડત જન્મસિદ્ધ છે એને મળતી આ વૃત્તિ માણસમાં પણ છે. કદાચ પંખીદશાની એ વૃત્તિનું જ આ ઉચ્ચતર રૂપ હોય. એ કામ શ્રદ્ધાનું છે. એ શ્રદ્ધા ભલે સ્પષ્ટ રૂપમાં વ્યક્ત કે શબ્દબદ્ધ ન થઈ હોય. પણ જે મૂલદ્રવ્યમાંથી મનુષ્યનું મન ઘડાયેલું છે તે દ્રવ્યમાં એ શ્રદ્ધા સ્વભાવતઃ પડેલી જ હોય છે. પરાયો દેશ છોડી પોતાને મૂળ ઘેર પહોંચી જવાની જે તાલાવેલી છે તે માણસના મનમાં જન્મથી જડાયેલી છે, એ વિષે લવલેશ શંકા નથી. જે પરમ ધામમાં અનેક ખંડો ને ભવનો છે, અને જ્યાં સચ્ચિદાનંદ પરમાત્મા વસે છે, આનંદરૂપી સિંહાસન પર બિરાજે છે ને પોતાની સર્જનક્રિયા નિત્ય નિરંતર ચલાવે છે, તે ધામ એ જ મનુષ્યનું ખરું ઘર છે; એ જ એનો આખરી મુકામ છે; ને ત્યાં પહોંચ્યા પછી જ એને ચેન પડવાનું છે.

આટલે લગી આવ્યા પછી આપણને એમ ચોકસ દેખાય છે કે મ. લ્વાઝીએ ધર્મશ્રદ્ધાનું જે વર્ણન આપ્યું છે તે સંપૂર્ણ નથી, ને તેમાં કશાકની ઊણપ રહી ગઈ છે. યંત્રોથી ઘેરાયેલા વાતાવરણમાંથી નાસી છૂટવાનો જે પ્રયત્ન માણસનું મન કરે છે, તે પ્રયત્નની પ્રેરણા

આપનાર ને તેમાં બળ પૂરનાર વસ્તુનું તેમણે આપેલું વર્ણન અપૂર્ણ છે; ને તેમાં વધારે સ્પષ્ટતા ને ચોકસાઈ આણવાની જરૂર છે. જે યંત્રો પોતાની ચુંગાલમાં આપણને જકડી રહ્યાં છે તેના પ્રત્યે આપણાં મનને દ્વેષ ને તિરસ્કાર છે એ ખરું. પણ કેવળ એટલા દ્વેષમાત્રથી પ્રેરાઈને આપણે એ બંધન તોડવાની પ્રવૃત્તિ કરીએ છીએ, એમ કહેવું પૂરતું નથી. તે ઉપરાંત, યંત્રો આપણી જે સર્જનશક્તિને કચડી નાખે છે તે સર્જનશક્તિ પાછી મેળવવાની ને સર્જનશીલ જીવન ગાળવાની તીવ્ર ઝંખના પણ આપણને હોય છે. વળી, ઇહલોકની પાર એથી મોટી ને વિશાળ દુનિયા પડેલી છે; એ જ એક કાળે આપણું ઘર હતી; ત્યાં આપણને આપણી સર્જનપ્રવૃત્તિ અબાધિત-પણે ચલાવવાનો અવકાશ પડેલો છે; એ દુનિયા જ આપણો સાચો આખરી મુકામ છે; ને ત્યાં ગયા પછી જ આપણને છેવટની તૃપ્તિ થવાની છે; એવું ઝાંખું સ્મરણ ને એવું આછું ભાન પણ આપણાં મનમાં હોય છે, ને તે પણ આપણને ઐહિક યંત્રોના બંધનમાંથી મુક્ત થવા પ્રેરે છે.

મ. લ્વાઝીની વ્યાખ્યામાં કંઇક ઊણપ છે, એમ હું પાછળ કહી ગયો. એ ઊણપ કયા તત્ત્વની છે તે તો કોઈ કવિ જ આપણને સારામાં સારી રીતે કહી શકે. મને લાગે છે એડમંડ સ્પેન્સરની નીચેની લીટીઓમાં એનું સારું નિરૂપણ થયેલું છે :

"હે પરમ પ્રેમ! તારી સોનેરી પાંખો પર તું મને ઉપાડ. આ હીન જગતમાંથી તારા સ્વર્ગરૂપી ગિરિશૃંગ પર મને લઈ જા. ત્યાં તારી સર્વોત્તમ ને સર્વસમર્થ શક્તિ વડે તેં જે અદ્ભુત વસ્તુઓ રચી છે ને જેને તું ચલાવી રહ્યો છે, તે વસ્તુઓનાં દર્શન કરવાને મારું મન ઝંખે છે. આ ધરતીનાં માનવીઓનાં નિર્બળ ચક્ષુનું તો એટલે પહોંચવાનું ગજું નથી. એ સ્વર્ગનાં દર્શન કરીને હું પ્રેમરૂપી પરમેશ્વરનાં—સર્વોચ્ચ એવા સ્વર્ગના રાજાધિરાજનાં—ગુણગાનનું સ્વર્ગીય સ્તોત્ર ગાઉં એવી મારી ઇચ્છા છે."

આમાં મુદ્દાનું વાક્ય છેવટનું જ છે. એમાં બતાવેલું છે કે આપણો આ કવિ ઊડીને 'આ હીન જગત'ના પાર્થિવ કારાગૃહની પારના પ્રદેશમાં જવા ઇચ્છે છે, તેમાં તેનો હેતુ માત્ર એટલો જ

નથી કે સ્વર્ગમાં જે સુંદર દૃશ્યો છે તે જ એને જોવાં છે કે ત્યાં જે ભાતભાતની શોભાઓ છે તેનું દર્શન કરી ચિંતનમાં ગરકાવ થઈ જવું છે. તેનો ઉદ્દેશ તો નવસર્જનનો છે. તે કહે છે કે "એ પરમેશ્વરનાં ગુણગાનનું સ્વર્ગીય સ્તોત્ર હું ગાઉં એવી મારી ઇચ્છા છે." આપણે વિશ્વને ભલે આધ્યાત્મિક દૃષ્ટિએ જોઈએ, યા તો વિજ્ઞાનની આંખે ને ઇન્દ્રિયો વડે તેનું અવલોકન કરીએ, તોપણ એ સર્વ પ્રકારના 'વિશ્વદર્શન'માંથી કંઈક નવસર્જન થાય તો જ એ દર્શન યા અવલોકન સફળ અને કૃતાર્થ થાય, એમ પણ એ વચન સૂચવે છે. માણસનું મન યંત્રમાત્રની સામે જે બળવો સૃષ્ટિના આરંભકાળથી કરતું આવ્યું છે તેનો હેતુ આ છે; ને આ ઝંખના એ જ તેના પુરુષાર્થમાં બળ પૂરનારી ગૂઢ શક્તિ છે. સર્વ પ્રકારનાં તંત્રો, સંપ્રદાયો; રૂઢિઓ ને પ્રણાલિકાઓના વાડા તોડી બહાર નીકળવાને સદાસર્વદા મથી રહેલી સાચી ને જીવતીજાગતી ધર્મશ્રદ્ધા પણ એ જ છે. આપણે જન્મસિદ્ધ બળવાખોર છીએ, તેનું કારણ એ છે કે આપણે જન્મસિદ્ધ સર્જક છીએ. સૃષ્ટિનાં બંધનો આપણે તોડવા માગીએ છીએ, કેમ કે આપણે નવી સૃષ્ટિ રચવા તલસી રહેલા વિશ્વકર્મા છીએ.

આ વિષય પર હું ફરી આગળ ઉપર આવીશ.

## ૨. બે રસ્તા

મનુષ્ય જે વિશ્વતંત્રના બંધનમાં સપડાયેલો છે તે વિશ્વ વિરાટ છે. એનું એ વિરાટ રૂપ જોઈ અલ્પ શક્તિવાળો મનુષ્ય ગભરાઈ જાય છે ને બીકનો માર્યો શિયાવિયા થઈ જાય છે. એ વિશ્વનું રહસ્ય એને ગૂઢ ને અકળ લાગે છે, ને તેનો ભેદ એ ઉકેલી શકતો નથી. એટલે, ઉપરઉપરથી જોતાં, તેની સ્થિતિ અતિશય નિરાશા ને નાસીપાસીની લાગે છે ને તેને ક્યાંયે આરો દેખાતો નથી. જૂના જમાનામાં પાસ્કાલને મનુષ્યની સ્થિતિ એવી નિ:સહાય દેખાયેલી; આપણા જમાનામાં કાર્લ બાર્થને દેખાય છે. માણસની બહારની દશા ભલે ગમે તેવી હોય; પણ તે જો પોતાની આંતરિક મન:સ્થિતિ વિષે ઊંડો વિચાર કરવા બેસે, તો તેને એવો જ ભાસ થાય છે જાણે પોતાને હવે પાછા વળવાનો

રસ્તો જ રહ્યો નથી, પૂંઠ ફેરવીને નાસી છૂટવાની બારીઓ બંધ થઈ ગઈ છે, તે ઊભો છે તેની પાછળ મોટી દીવાલ પડેલી છે, ને સામે મોંએ પ્રયાણ કરતાં તેને માટે માત્ર બે જ રસ્તા ખુલ્લા પડેલા છે: તેણે કાં તો પુરુષાર્થ છોડી નર્યા સંશયવાદને વશ થવું, એટલે કે સાવ 'સંશયાત્મા' બની જવું; એનો અર્થ તો એ જ થાય કે તેણે નિરાશાકૂપમાં ડૂબી જવું. અથવા તો તેણે પોતાના હૈયામાં જેટલું જોમ હોય તેટલું વાપરીને પુરુષાર્થ ચાલુ રાખવો, વિપત્તિઓના વિષમ દુર્ગ સામે શસ્ત્રો ધારણ કરવાં, યાહોમ કરીને એ વિપત્તિઓની સામે થવું ને તેમાંથી માર્ગ કાઢવો; બાજી હાથથી જવા બેઠી હોય એવી દશામાં આંધળિયાં કરવા જેવો આ ઉપાય છે. છતાં જેવાં આંધળિયાં સંશયાત્મા બનવામાં છે તેવાં આમાં નથી. પહેલા રસ્તામાં જેવી નિરાશા ને હૃદયની દુર્બળતા છે, તેવી આ બીજામાં નથી. એનું શું કારણ?

આ બે રસ્તામાંથી એક પસંદ કર્યા સિવાય માણસનો છૂટકો જ નથી. જગતમાં જ્ઞાનની વૃદ્ધિ થઈ છે ને તેનો બહોળો ફેલાવો થવા પામ્યો છે, તેને લીધે કંઈ તેની આ વિવશતામાં ઘટાડો થયો નથી; એથી તો ઊલટું આપણે એમ જોઈ શક્યા છીએ કે આ વિવશતામાંથી છૂટવાનો કશો ઉપાય જ નથી; અને તેથી આપણે વિનાવિલંબે, તત્કાળ એ બેમાંથી એક રસ્તો પસંદ કરી તે રસ્તે ચાલવા માંડીએ એમાં જ લાભ છે. વિશ્વના જુદા જુદા અંશો વિષેનું આપણું જ્ઞાન જેમ જેમ વધતું જાય છે, તેમ તેમ સમગ્ર વિશ્વનું રહસ્ય વધારે ઊંડા અંધારામાં છુપાઈ જતું દેખાય છે. વિશ્વના પ્રયોજનને વિષે વર્તમાન યુગના મનમાં પાછળના યુગોના કરતાં કંઈ ઓછો ગોટાળો છે? અથવા તો, 'માણસે પોતાના જીવનનો શો ઉપયોગ કરવો?' એ પ્રશ્નનો અગાઉના કરતાં અધિક સ્પષ્ટ ઉત્તર વર્તમાન યુગને મળી શક્યો છે? આવી બાબતો વિષેના આપણા 'મતો'નો પ્રચાર કરવાને આપણે વાયરલેસ, રેડિયો વગેરે સાધનોનો ઉપયોગ કરીએ છીએ. પણ, તે સાધનો જ આપણાં મનમાં રહેલા ગોટાળાની જાહેરાત કરી તેમાં ઊલટાં ઉમેરો નથી કરતાં? આ વિવશતામાંથી છટકવાનો

કોઈ ઉપાય જ નથી; ને સનાતન 'ના'ને ચરણે પ્રણિપાત કરવા, અથવા સનાતન 'હા'ના બળ વડે 'ના'ને જીતીને દબાવી દેવી, એ બેમાંથી એક માર્ગની પસંદગી આપણે કર્યે જ છૂટકો છે; —આ વસ્તુસ્થિતિ આપણે જોઈ ને સમજી શકીએ છીએ, એટલી હદે ફિલસૂફીએ આપણને પહોંચાડયા છે. એથી વધારે ફિલસૂફીએ આપણે માટે શું કર્યું છે? એથી અધિક તે કરી પણ શું શકે એમ છે? અને છતાં, જો ફિલસૂફીએ આટલું પણ કર્યું હોય, તો હું તો કહું કે તેણે ભારે કામ કર્યું છે.

ઉપર જે બે રસ્તા ગણાવ્યા તેમાં સમાનતાનો અંશ એટલો જ છે કે બંને નછૂટકે, છેવટના ઇલાજ તરીકે, લેવાના છે. તે સિવાય બીજી રીતે જોતાં એ બે એક કોટિના નથી. સર્વ પ્રકારના જ્ઞાનથી વધારે ઊંડી, ને કોઈ પણ પ્રકારની ફિલસૂફી કરતાં વધારે પ્રભાવશાળી, એવી એક નવસર્જનની વૃત્તિ કે સ્ફુરણા મનુષ્યના હૃદયમાં છે. જે વિશ્વે માણસને જન્મ આપ્યો છે તે વિશ્વની પાસેથી એને એ વૃત્તિ વારસામાં મળેલી છે. કુદરત લો કે કલા લો, સમગ્ર બ્રહ્માંડ લો કે મનુષ્યનું જીવન લો, તેમાં સર્જનનું કામ તો હંમેશાં એક જ પ્રકારનું હોય છે. તે એ કે વર્તમાન પરિસ્થિતિને એક સમસ્યા કે કોયડો ગણી તેને ઉકેલવાનો પ્રયત્ન કરતાં, જે વસ્તુ કરવી અસાધ્ય કે અશક્ય જણાઈ હોય તે કરી બતાવવી એનું જ નામ સર્જન. અગ્નિની જ્વાળાઓવાળી નિહારિકામાંથી વસવાટને લાયક પૃથ્વી પેદા થઈ; જડ દ્રવ્યમાંથી ચેતન પેદા થયું; ચેતનમાંથી બુદ્ધિતત્ત્વ પેદા થયું; પશુમાંથી માણસ થયો; જંગલીપણામાંથી સુધારો પેદા થયો; એ બધાને માણસે ઉકેલવાની સમસ્યાઓ કે કોયડા ગણીએ, તો એમ જ કહેવું પડે કે માણસથી એ બધું બની શકે એવું હતું જ નહીં. પણ વિશ્વમાં રહેલી સર્જનશક્તિએ એ બધું કરી બતાવ્યું છે. તે જ પ્રમાણે, સનાતન 'ના'ને સનાતન 'હા' વડે જીતી દબાવી દેવી એ કામ માણસને એક સમસ્યા કે કોયડા રૂપે કરવાનું કહેવામાં આવે, તો તેનાથી એ કદી બની શકવાનું નથી; એ કોયડાનો ઉકેલ તેને કદી જડવાનો નથી. પણ મનુષ્યમાં રહેલી નવસર્જનની વૃત્તિ કે સ્ફુરણાએ એ કરવાનો પ્રયાસ કર્યો છે, ને પરિણામે 'વિશ્વને પણ વશ કરે એવો વિજય'

તેને મળ્યો છે. મનુષ્યની સર્જનવૃત્તિ વધીવધીને પરાકાષ્ઠાએ પહોંચે અને પરમ સિદ્ધિ મેળવવાનો કે સર્વોત્તમ કલાકૃતિ નિર્માણ કરવાનો દૃઢ નિર્ધાર કરે, ત્યારે એ શ્રદ્ધાપૂર્વક પુરુષાર્થ કરે છે એમ જ કહેવાય, એ તો આપણે જોઈ ગયા. શ્રદ્ધાનો સ્વભાવ જ એ છે કે કોઈ પણ સંજોગોમાં શસ્ત્ર હેઠાં મૂકી શત્રુને શરણે ન જવું; અને પ્રતિપક્ષીનો વિરોધ જ્યારે ઉગ્રમાં ઉગ્ર હોય ત્યારે પોતે ભારેમાં ભારે વીરતા દાખવીને વિરોધની સામે ઝૂઝવું. હું પાછળ કહી ગયો તેમ, માણસ જે વિશ્વનું સંતાન છે તે વિશ્વ તરફથી તેને શ્રદ્ધાનો આ ગુણ મળ્યો છે; અથવા કહો કે એ વિશ્વના પણ સરજનહાર એવા પરમાત્મા પાસેથી મળ્યો છે. એટલે શ્રદ્ધાને મનુષ્યસ્વભાવનું સારભૂત તત્ત્વ કહી શકાય. સરજનહારે મનુષ્યને પોતાના જેવી જ આકૃતિવાળો ઘડ્યો છે એમ જે આપણે કહીએ છીએ, તેનો અર્થ પણ આ સિવાય બીજો શો હોઈ શકે?

### ૩. વિરોધક તત્ત્વ

જેને આપણે ‘જીવન’ કહીએ છીએ તે ગૂઢ ને અકળ વસ્તુ છે. એને આપણે તપાસીએ તો એક અતિશય રસિક ને અર્થવાહી વસ્તુ આપણી નજરે પડે છે, અને એથી આપણને આશ્ચર્ય થયા વિના રહેતું નથી. જીવનની સર્વ પ્રવૃત્તિઓ કોઈ પણ વસ્તુના વિરોધનો સામનો કરીને થાય છે; ને એવો વિરોધ ન હોય તો જીવનની કોઈ પણ ક્રિયા થઈ શકતી જ નથી. હેર હિટલર અને બીજાઓ ઇચ્છે છે કે લોકશાસનવાળું રાજ્યતંત્ર વિરોધપક્ષની હસ્તી વિના ચાલવું જોઈએ. પણ એ તંત્ર એવી રીતે ચાલી શકે કે કેમ, એ જોવાનું રહે છે; પણ વિરોધ વિનાનું જીવન તો ક્યાંયે જોવા મળતું નથી. હું તો કહું કે એવા જીવનની કલ્પના પણ કરવી અશક્ય છે. જીવનની સર્વ પ્રવૃત્તિઓ — શારીરિક, માનસિક, નૈતિક ને આધ્યાત્મિક પણ — ત્યારે જ ચાલી શકે છે જ્યારે તેમની ક્રિયા સામે પ્રતિક્રિયા યા વિરોધ કરનાર બીજી કોઈ વસ્તુ હોય. મ. લ્વાઝીએ ધર્મશ્રદ્ધાની જે વ્યાખ્યા આપી છે તેનો જાણે પડઘો પાડતા હોય એવા શબ્દોમાં અધ્યાપક વ્હાઇટહેડ કહે છે: “જીવન એ એકની એક ક્રિયા ફરીફરીને કર્યાં જ કરનારા

વિશ્વયંત્રની સામે હુમલો છે."[૧] જીવન એ યંત્ર સામે હુમલો! હા. પણ એ વ્યાખ્યામાં થોડોક ઉમેરો કરવો જોઈએ. યંત્રનો વિરોધ કરવામાં તેનો નાશ કરવાની જીવનની ધારણા કદી નથી હોતી. તેની ધારણા તો એ હોય છે કે યંત્રને પકડી લેવું, તેને તાબે કરવું, ને પોતાને જે સર્જનકાર્ય કરવાનું છે તેને માટે એ યંત્રનો ઉપયોગ કરી લેવો. જે વસ્તુ અગાઉ જીવનની ક્રિયામાં વિરોધ યા અવરોધ કરતી હતી, તેને હવે સર્જનકાર્યના સાધન તરીકે વાપરવામાં આવે છે.

દરેક જીવતું પ્રાણી આના ઉદાહરણરૂપ છે. પંખીની સામે હવારૂપી વિરોધ કરનાર વસ્તુ હોય તો જ તે ઊડી શકે; માછલીની સામે પાણી હોય તો જ તે તરી શકે; અને માણસ જ્યારે ટટાર ઊભો રહે છે ત્યારે તે પડી જવાની પોતાની સ્વાભાવિક વૃત્તિનો સામનો કરતો હોય છે; જોકે તેને પોતાને એનું ભાન ન હોય એ બનવાજોગ છે. ટટાર ઊભા રહેવું એટલે ગુરુત્વાકર્ષણના બળનો સફળ વિરોધ કરવો, એવી વ્યાખ્યા આપી શકાય. નાનાં બાળકો ઊભાં રહેવાનો જે પહેલો પ્રયત્ન કરે છે, તેમ કરતાં ફરીફરીને જે ગોટીલાં ખાઈ જાય છે, ગુરુત્વાકર્ષણ સામેની તેમની લાંબી લડાઈમાં આ નાનકડા વીરો અગણિત વેળા જે હાર ખાય છે, તે બધાનું નિરીક્ષણ આપણે કરીએ, તો આપણને ખાતરી થાય કે ટટાર ઊભા રહેવાની ક્રિયા જેટલી સહેલી ને સાદી લાગે છે એવી ખરેખાત નથી. બાળક એક વાર એ અઘરી કળા શીખી લે પછી તો તે અજાણતાં જ તેનો વ્યવહારમાં ઉપયોગ કરશે. છતાં પેલો ગુરુત્વાકર્ષણના બળનો વિરોધ તો મોજૂદ છે જ; અને માણસ જેટલી વાર ટટાર ઊભું રહે તેટલી વાર તેને એ કુદરતી બળનો સામનો કરી તેના પર વિજય મેળવવો પડે છે.

અતિ પ્રાચીન કાળના જંગલી કે અર્ધસંસ્કૃત માણસે પશુદશામાંથી નીકળી જવાની જે પ્રવૃત્તિ કરેલી તેની શરૂઆતની અવસ્થાઓમાં તો તેને પણ ટટાર ઊભા રહેવા મથતા બાળકના જેવી મથામણ અને ગડમથલ કરવી પડી હતી. બે પગ પર ટટાર ઊભા રહેવું, ને ચાર પગે ગોઠણભેર ચાલવાને બદલે બે પગે ચાલવું, એ કળા તેને સૌથી

૧. 'એડ્વેંચર્સ ઑફ આઈડિયાઝ', પૃ. ૧૦૨.

પહેલી શીખવી પડેલી; અને એ કંઈ એક દિવસમાં તો શિખાઈ ગઈ નહોતી જ. માણુસે જમાનાઓ સુધી એક પછી એક અખતરા કર્યાં હશે; કેટલાક સફળ થયા હશે ને કેટલાક નિષ્ફળ પણ ગયા હશે; ને તે પછી જ માણુસ ટટાર ઊભો રહી શકયો હશે; ને તેના શરીરનો ભારેમાં ભારે ભાગ જે માથું, તેને ઊભી કરોડ પર બરાબર સમતોલ રાખી શકયો હશે. એ એક અગત્યનો વિજય હતો; ને એમાંથી એથીયે અગત્યના બીજા અનેક વિજય ફલિત થયા છે. માણુસે પાછળથી બીજી જે સિદ્ધિઓ મેળવી તેમાં તેની હિંમત વધારે દેખાઈ આવે છે, એમ હું ખાતરીપૂર્વક કહી નથી શકતો. જે લડાઈઓએ જગતના પ્રવાહને પલટાવ્યો હોય ને તેના ભાવિ પર કાયમની અસર કરી હોય તેની યાદી કરવા માણુસ બેસે, તો તેમાં પહેલો નંબર ગુરુત્વાકર્ષણ સામેની આ લાંબી લડાઈને આપવો ઉચિત ગણાય. માણુસે એ લડાઈ લડીને જીત મેળવી, તેને પરિણામે તે બે પગ પર સમતોલપણું રાખીને શરીર ટટાર રાખતો થયો હતો. એ 'વિશ્વયંત્ર, અથવા કહો કે વિશ્વતંત્ર, સામેનું આક્રમણ' હતું; ને તેને પરિણામે માણુસને બહુ ભારે જીત મળી. પણ તેથી ગુરુત્વાકર્ષણના નિયમબદ્ધ તંત્રનો કોઈ પણ રીતે નાશ થવા ન પામ્યો. માણુસે તો માત્ર એ તંત્રને જીતી તાબે કર્યું; અને પોતાનું શરીર પહેલાંના કરતાં જુદી ઢબે સમતોલ રાખવા માટે એ તંત્રનો સર્જનાત્મક ઉપયોગ કરી લીધો.

હવે આપણી નૈતિક પ્રવૃત્તિ તરફ વળીએ. જે માણુસ નૈતિક બાબતોમાં ટટાર રહે છે — એટલે કે નીતિનિયમોને અનુસરીને ચાલે છે — તેનું નિરીક્ષણ કરીએ. તે પણ ગબડિયું કે ઠોકર ખાઈને બીજા અર્થમાં પડી જવાની — એટલે કે નૈતિક પતન પામવાની — જે નૈસર્ગિક વૃત્તિ છે તેનો સામનો કરે છે; અને તેથી જ તે ટટાર ઊભો રહી શકે છે. પતન પામવાની વૃત્તિ સામે લડતી વેળા તેને કદાચ એવું ભાન પણ ન હોય કે તે એક યુદ્ધ ખેલી રહ્યો છે. અનીતિને માર્ગે ઘસડી જનારાં બળો માણુસના રસ્તામાં આડે આવી તેનો વિરોધ કરે છે, તેને લીધે જ નીતિમય જીવન શકય બને છે; અનીતિના ખેંચાણ સામે ઝૂઝવાનું ન હોત, તો નીતિની હસ્તી જ જગતમાં ન રહેત. સદાચારી જીવન ભલે ગમે

તે પ્રકારનું હોય, પણ તેનો રસ્તો સીધો સપાટ નથી હોતો, ને તેમાં લડાઈઓ લડ્યા વિના ને વિઘ્નો વટાવ્યા વિના છૂટકો જ નથી થતો. નીતિને માર્ગે ચાલવું એનો અર્થ એવો પણ નથી જ કે શૂન્યમાં — સાવ ખાલી જગામાં — પગલાં માંડવાં. નીતિમય જીવન વિશ્રાન્તિ ભોગવતું હોય ત્યારે પણ તેની પ્રવૃત્તિ તો અતિશય વેગથી ચાલી રહેલી હોય છે. કડિયાની કમાન એ પાકામાં પાકું ચણતર હોય છે; છતાં તેનામાં પડી જવા તરફ જે ઝોક હોય છે તે ઝોક પર જીત મેળવીને જ તે ટકી રહે છે. એના જેવું જ નીતિમય જીવનનું પણ છે.

મનુષ્યના નૈતિક આચરણનો ઇતિહાસ એક વસ્તુ સ્પષ્ટપણે બતાવે છે. એ પગ પર ઊભું રહેતાં શીખનાર બાળક જેવી મથામણ કરે છે તેવી જ મથામણો માનવજાતિને કરવી પડેલી; ને તે પછી જ, નૈતિક દૃષ્ટિએ શુદ્ધ વર્તનમાં જે સદ્‌ગુણોનો સમાસ થતો આપણે કલ્પીએ છીએ તે સદ્‌ગુણોની છેક પ્રાથમિક અવસ્થા પણ તે પ્રાપ્ત કરી શકેલી. નીતિધર્મના કેટલાક ઉચ્ચતર પ્રકારો — દાખલા તરીકે આંતરરાષ્ટ્રીય નીતિધર્મ — ની બાબતમાં તો લાગે છે કે આપણે હજુ એની એ જ — એટલે કે ફરીફરીને અડબડિયાં ખાવાની ને અગણિત વેળા હાર પામવાની — અવસ્થામાં જ છીએ. થોડા દિવસ પર હું એક બાળકને તેના ઓરડાની ફરસ પર ગુરુત્વાકર્ષણ જોડે લડાઈ કરતું જોઈ રહ્યો હતો. તે ફરીફરી પડવા છતાં નિશ્ચયપૂર્વક ઊભું થતું હતું, ને તેનો એ નિશ્ચય ડગતો જ નહોતો. એ જોઈ હું છક થઈ ગયો; ને મારા મનમાં એવી આશા પેદા થઈ કે સુધરેલી દુનિયાની પ્રજાઓ જો આવાં જ અડગ નિશ્ચય અને ખંત રાખીને પ્રયત્ન કરે, તો તેમને આંતરરાષ્ટ્રીય સંબંધોમાં ટટાર એટલે કે સીધી રીતે ચાલવાની ટેવ છેવટે પડી રહેશે ખરી. છતાં ત્યારે પણ પતન તરફનો તેનો ઝોક તો કાયમ રહેશે, અને તેને જીતવો પણ પડશે.

શરીરથી માંડીને આત્મા સુધીનું જીવનનું ગમે તે અંગ તપાસીએ, તો એની એ જ સ્થિતિ જોવામાં આવે છે. એક યા બીજા પ્રકારના વિરોધ કે અવરોધનો સામનો કરી, તેના પર વિજય મેળવવાથી જ એ સર્વ પ્રકારનું જીવન શક્ય બને છે. આપણી સભ્યતાની સામાન્ય

ટેવો તે એ જ પ્રકારની અસભ્યતાની કુટેવો પર મેળવેલા વિજયો છે. આપણો સુધારો એ જંગલીપણાની ટેવો સામે મેળવેલો વિજય છે. વિજ્ઞાનનાં સત્યો એ ભ્રમ અને વહેમની સામે મેળવેલા વિજયો છે. અને આપણી તાર્કિક શક્તિ એ ભૂલો કરવાની આપણી સ્વાભાવિક વૃત્તિ સામે લડવાનું હથિયાર છે.

વળી જે ધર્મને ખ્રિસ્તી લોકો અનુસરે છે, ને જેને ઘણા સર્વ-શ્રેષ્ઠ માને છે, તેને વિષે આપણે શું કહીશું? હું તો એમ કહું કે એ ધર્મે મેળવેલી સિદ્ધિને માટે વિરોધક બળની જેટલી જરૂર હતી તેટલી જરૂર તો બીજા કોઈ ક્ષેત્રમાં પડતી નથી. એકની એક ક્રિયા ફરીફરીને કર્યા જ કરનારા વિશ્વના યંત્રની સામે મનુષ્યનું જીવન જમાનાઓ થયાં જે સંગ્રામ ચલાવતું આવ્યું છે, તેમાં જે મોટામાં મોટો વિજય છે તેને જ 'વિશ્વને પણ વશ કરે એવો વિજય' કહેલો છે. પ્રાણી-જીવનના હીનમાં હીન પ્રકારમાં જીવન અને યંત્ર વચ્ચેનો એ સંગ્રામ શરૂ થયો ત્યારથી માંડીને આજ લગીનો એનો આખો ઇતિહાસ ખ્રિસ્તી ધર્મની પાછળ પડેલો છે, ને એમાંથી જ ખ્રિસ્તી ધર્મની ઉત્પત્તિ થયેલી છે. એક જ જીવાણુવાળા ને સૂક્ષ્મદર્શક યંત્રથી જ જોઈ શકાય એવા પ્રાણીમાંથી પ્રાચીન મનુષ્યનો, ને પ્રાચીન મનુષ્યમાંથી ધર્મપ્રાણ ખ્રિસ્તીનો, વિકાસ એકધારી પ્રગતિ સૂચવે છે. ધર્મનિષ્ઠ ખ્રિસ્તીએ પ્રાપ્ત કરેલી ઉચ્ચતર અવસ્થા એમ બતાવે છે કે તેણે લડાઈ કરીને મોટાં મોટાં યંત્રોને તાબે કર્યાં છે, ને વિશ્વને પણ વશ કરે એવો વિજય મેળવવામાં તેના આત્માએ ભીષણ સંગ્રામો ખેલ્યા છે. જીવનની પ્રત્યેક અવસ્થા એ એક એક વિજય છે; અને શ્રેષ્ઠ પ્રકારનું જીવન એ વિજયની પરાકાષ્ઠા છે.

યંત્ર સામેના સંગ્રામમાં જીવને હંમેશાં એક જ ધ્યાનમંત્ર રાખ્યો છે — 'કભી નહીં હારના.' મનુષ્યના જીવનમાં તો એ ધ્યાનમંત્ર સૌથી વિશેષ આગળપડતો દેખાઈ આવે છે. છેક શરૂઆતથી માનવજાતિ પોતાના વાવટા પર 'કભી નહીં હારના' એ શબ્દો લખીને કૂચ કરતી આગળ ચાલી છે. 'કભી નહીં હારના' એ પોતાના પગ પર ઊભું રહી ચાલવાનું શીખતા બાળકનો ધ્યાનમંત્ર છે. 'કભી નહીં

હારના' એ આસુરી સંપદની સામે યુદ્ધ ચલાવી રહેલા સાધુપુરુષનો ધ્યાનમંત્ર છે. અને આજે જ્યારે આપણા સામાજિક જીવનમાં અનેક વિકટ સમસ્યાઓ આવી પડેલી છે, ને આપણે આવી ભીષણ અનિશ્ચિતતાઓરૂપી ખાઈની છેક કોર પર ઊભેલા છીએ, ત્યારે — જો તમે આપણી ઊથલપાથલોની સપાટીથી સહેજ નીચે ડોકિયું કરીને જુઓ તો — તમને જણાશે કે 'કભી નહીં હારના'ની ભાવના જેટલી વેગવાન અને અડગ આજે છે તેટલી પહેલાં કદી ન હતી. માણસ હિંમતબાજ પ્રાણી છે, એ હકીકત તરફ માણસના વિનાશની આગાહી કરનારા લોકો ઘણી વાર દુર્લક્ષ કરે છે.

### ૪. એક પ્રાચીન વિજય અને તેનાં પરિણામ

નૈતિક અર્થમાં ટટાર ઊભા રહેવાની શક્તિ માનવજાતિએ વ્યક્તિગત આચરણના ક્ષેત્રમાં અમુક અંશે જ મેળવી છે, ને સામુદાયિક આચરણના ક્ષેત્રમાં તો એથીયે ઓછી મેળવી છે. આપણા અતિપ્રાચીન પૂર્વજોએ છેક જૂના કાળમાં પશુઓની પેઠે હાથપગ જમીન પર રાખી ગોઠણભેર ચાલવાની ટેવ છોડી દીધી, ને તેઓ શરીર ટટાર રાખીને ચાલતાં શીખ્યા. ત્યારથી નૈતિક અર્થમાં ટટાર ચાલવાની માણસની શક્તિનો પણ આરંભ થયો છે. આ નરી કલ્પના નથી પણ સંગીન હકીકત છે. એનાં પરિણામ ઘણાં જ મહત્ત્વનાં આવ્યાં. પહેલું ને સૌથી અગત્યનું પરિણામ તો એ આવ્યું કે માણસ પોતાના હાથ છૂટથી વાપરતો થઈ શક્યો. એ શક્તિનો ઉપયોગ, અથવા દુરુપયોગ, માનવજાતિ ત્યારથી કરતી આવી છે. માણસના બે લાંબા ને ચપળ હાથરૂપી અવયવો, જેને છેડે ગૂઢ જણાતી પાંચ આંગળીઓ હતી, તે આજ લગી ચોપગા પશુની પેઠે ચાલવામાં વપરાતા. તે હવે એ કામમાંથી નવરા પડ્યા, અને વધારે રસિક ને અગત્યના વ્યવસાયોમાં રોકાવા તૈયાર થયા. જે વિજયે માનવજાતિને હાથની આ છૂટ અપાવી તે વિજય માણસની પ્રગતિનું પ્રથમ પગથિયું હતો. જગતમાં આજ લગી ચાલેલી સ્વતંત્રતાની સર્વ લડતોમાં આના કરતાં મોટો વિજય કદી મળ્યો હશે કે કેમ એની મને શંકા છે. માનવજાતિનો ઇતિહાસ એ મોટે ભાગે માણસોએ પોતાના હાથ વડે કરેલાં કામોનો ઇતિહાસ નથી? માણસના માથાએ જે યોજના ઘડી કે તેની

જીભે જે સૂચના રજૂ કરી તેને અમલમાં ઉતારવા જો સર્જનશક્તિવાળા તેના હાથ તૈયાર ન હોત, તો તે માથા કે જીભ વડે ઝાઝાં કામ ન કરી શક્યો હોત. માણસના ઇતિહાસમાંથી તેના હાથે કરેલાં કામો બાદ કરો, તો જે કંઈ બાકી રહેશે તેમાંથી કોઈ મૂરખને પણ વાર્તા કહેવા જેટલી સામગ્રી નહીં મળે. આ વાત સાવ સાચી છે, ને એમાં હું નવું કશું નથી કહેતો. છતાં આધુનિક કેળવણીએ હજુ તે પચાવી નથી; કેમ કે એ તો મગજની કલ્પનાઓ ને જીભની વાતોમાં જ રચીપચી રહેલી છે. પણ હવે એ કેળવણી આ સત્ય કદાચ સમજશે ને પચાવશે એવાં સુચિહ્ન દેખાય છે; અને ખરેખર એમ બનશે ત્યારે નવી દુનિયા ઊભી થશે. બાઇબલના એક સ્તોત્રમાં કહ્યું છે: "તું અમારા હાથના કામને સુસ્થિર બનાવ." આપણાં માથાંનું કામ બીજી કઈ રીતે સુસ્થિર બની શકે? અથવા આપણી જીભોનું કામ કે આપણી કલમોનું કામ પણ બીજી કઈ રીતે સુસ્થિર બની શકે? એ જ સ્તોત્રકારની વાણી કહે છે: "હું જો તને ભૂલી જાઉં, હે જેરૂસલેમ, તો મારો જમણો હાથ એની હથોટી ભૂલી જજો." આથી બૂરો કયો શાપ માણસ પોતાને માથે વહોરી શકે? આથી મોટી કઈ આફત એને માથે પડી શકે? અને છતાં એ જ શાપ, એ જ આફત, આજના યંત્રયુગે કરોડો માણસને માથે નાખ્યાં નથી?

છેક પ્રાચીન કાળમાં માણસના હાથ છૂટા થયા કે તરત જ તેણે એનો એક ઉપયોગ એ કર્યો કે એના વડે એક ઓજાર બનાવ્યું. એ ઓજાર જરૂર પડ્યે હથિયાર તરીકે વાપરી શકાય એવું હતું. એ સાધન ઓજાર હતું એટલે અંશે તે વખતે આધુનિક ઉદ્યોગનો જન્મ થયો એમ કહેવાય; તે હથિયાર હતું એટલે અંશે આધુનિક યુદ્ધોનો જન્મ થયો એમ ગણાય. દાખલા તરીકે, એ પ્રાચીન યુગના માણસે પથ્થરની કુહાડી બનાવી; એનો ઉપયોગ લાકડાં ફાડવાની કુહાડી તરીકે થઈ શકે કે શત્રુની ખોપરી ચીરવાની પરશુ તરીકે પણ થઈ શકે—જેમ આજે વિમાનનો ઉપયોગ, મરજી માફક, ટપાલ લાવવા લઈ જવા માટે કે બૉંબ ફેંકવા માટે કરી શકાય છે. પ્રાચીન માણસે ઘડાઈને તૈયાર થયેલું પહેલવહેલું ઓજાર જોયું, અને એ સારું છે એમ તેને લાગ્યું.

એ ઘડી જગતના ઇતિહાસમાં ઘણી મહત્ત્વની હતી, અને એ ઘટનામાંથી અનેક મોટાં પરિણામો નીપજવાં નિર્માયેલાં હતાં. એ ઓજાર બૂરું પણ છે, એવો અંદેશો માણસને આવ્યો નહોતો. માણસે ઓજાર વાપરનાર અને હથિયાર વાપરનાર તરીકેની પોતાની કારકિર્દી એ દિવસથી શરૂ કરી હતી. એ વેળા જે બીજ વવાયું તેમાંથી, કાળે કરીને, અનેકવિધ ફાલ ઊતરવો નિર્માયેલો હતો. વિશાળ ને જબરદસ્ત યન્ત્ર-સામગ્રીવાળો આધુનિક સુધારો, કળા ને તેનાં વિવિધ ઓજારો, વિજ્ઞાન ને તેની અગણિત પ્રયોગશાળાઓ, અને ગયું વિશ્વયુદ્ધ ને તેમાં થયેલી લાખો માણસની કતલ — એ ફાલ એમાંથી ઊતરેલો હવે આપણે જોઈએ છીએ. માણસોને નવેનવી મુક્તિ પામેલા પોતાના હાથમાં છૂપી ને અણદીઠ પડી રહેલી અપાર શક્તિઓની જાણ થવા માંડી, એ પ્રસંગ માનવના ઇતિહાસમાં ખરેખરી કટોકટીનો હતો. એ તો ઘણા પ્રાચીન સમયની વાત થઈ. ત્યાર પછી એવા તો હજાર કટોકટીના પ્રસંગો માણસજાતે જોયા ને વટાવ્યા છે. યન્ત્રયુગને અંગે ઊભી થયેલી સમસ્યાઓ તે એની છેલ્લામાં છેલ્લી આવૃત્તિ છે. જગતમાં આજે ફરી પાછો કટોકટીનો વિષમ પ્રસંગ ઊભો થયો છે. આપણે ઓજારો ને હથિયારોનો જે ઉપયોગ કરીએ છીએ તેની સાથે એ પ્રસંગને ગાઢ સંબંધ નથી? જગતની આર્થિક પરિષદ થોડા વખત પર ભરાઈ; તેનો હેતુ શો હતો? જગતમાં દૃશ્ય ને અદૃશ્ય બંને પ્રકારનું જે આર્થિક તન્ત્ર — અથવા કહો કે આર્થિક યન્ત્ર અથવા સંચો — ચાલી રહ્યું છે તેના ઉપયોગનું નિયમન કરવાના ઉદ્દેશથી એ પરિષદ ભરાઈ નહોતી? અત્યારે જે શસ્ત્રસંન્યાસ પરિષદ ચાલી રહેલી છે તેનો હેતુ શો છે? જગતનાં શસ્ત્રાસ્ત્રોના ઉપયોગનું નિયમન કરવું એ એનો હેતુ નથી? દાખલા તરીકે, એ પરિષદ એવા નિયમો કરવા માગે છે જેને લીધે ટપાલ લઈ જવા લાવવાને બનેલું વિમાન હવામાંથી બૉંબ ફેંકવા માટે વપરાતું અટકે. 'તું તારી કુહાડી લાકડાં ફાડવા માટે વાપરજે, પણ તારા શત્રુનું માથું ફાડવા માટે ન વાપરીશ,' એમ પ્રાચીન યુગના પેલા માણસને કોઈએ કહ્યું હોત તો? એ નિયમ તેની

પાસે પળાવવો જેમ મુશ્કેલ હતો, તેમ વિમાનના વાપરને લગતી આ મર્યાદા પણ આજનાં રાષ્ટ્રો પાસે પળાવવી મુશ્કેલ છે.

ઓજારો ને હથિયારો બેમાં એક વાત સરખી છે. એને આપણે એક વાર હાથમાં લીધાં કે પછી એની ઉશ્કેરણીથી આપણે એવાં એવાં કામો કરી બેસીએ છીએ જે કરવા માટે એ ઓજારો ને હથિયારોનો ઉપયોગ કરવાની ધારણા કદી રખાઈ નહોતી. આપણે તો એ શોધતી ને ઘડતી વખતે કદાચ એવી ધારણા રાખતા હઈશું કે તે આપણને સત્કર્મને માર્ગે ચાલવામાં મદદ કરશે. પણ એ તો દુષ્કર્મ અને દુરાચારને માર્ગે ચાલવામાં પણ એટલાં જ મદદગાર થઈ પડે છે; એટલું જ નહીં પણ, ઘણી વાર તો, જે ગુના કરવા માટે તેનો ઉપયોગ કરીએ છીએ તે ગુના કરવાનો વિચાર પણ આપણને એ ઓજારો ને હથિયારો સુઝાડે છે. શેક્સપિયરના એક નાટકના નાયક મૅકબેથે પોતે હવામાં વીંઝેલા ખંજરને ઉદ્દેશીને કહેલું: 'હું જે રસ્તે જતો હતો તે રસ્તે તું મને હડસેલી રહ્યું છે; અને તેં મને કેવો હથિયાર તરીકે વાપર્યો!'

આ શબ્દોથી માનવી ઇતિહાસનાં કેટલાં કાળાં પ્રકરણોનું વર્ણન થઈ જાય છે! છેક પહેલેથી માનવજાતિ જે રસ્તે ગઈ છે તે રસ્તે ઓજારો ને હથિયારોએ તેને હડસેલી છે. ઘણી વાર તો જેને લીધે એ રસ્તે જવાનું બની શક્યું તે ઓજારો ને હથિયારો એ રસ્તો સુઝાડવાને મોજૂદ ન હોત, તો માણસોએ ત્યાં જવાનું કદી પસંદ જ ન કર્યું હોત. એ સંબંધમાં એક વાત છે. એક અંગ્રેજ કપ્તાન નૅપોલિયનને સેંટ હેલીનામાં મળવા ગયો. તે કેટલાક ટાપુઓ પર થોડા જ વખત પહેલાં શોધખોળ ચલાવી રહ્યો હતો; એટલે ત્યાંના વતનીઓના રીતરિવાજ વિષે નૅપોલિયને તેને પૂછપરછ કરી. કપ્તાને કહ્યું: 'એ લોકો પાસે હથિયાર નથી.' 'હથિયાર નથી?' નૅપોલિયન બોલી ઊઠ્યો. 'ત્યારે એ લોકો લડે છે શાનાથી?' 'લડતા જ નથી,' કપ્તાને કહ્યું. એ સાંભળી નૅપોલિયનને ભારે નવાઈ લાગી. પછી કપ્તાને એને કહ્યું કે 'એ ટાપુના લોકો પાસે પૈસા જ નથી.'[1]

---

૧. આ વાર્તાવાળા કપ્તાનના પૌત્ર કૅપ્ટન બૅઝીલ હૉલે લંડનના 'ટાઇમ્સ' પત્રમાં લખેલો, તા. ૭મી સપ્ટેંબર ૧૯૩૩નો, કાગળ જુઓ.

હથિયાર નહીં; પૈસા નહીં. યુદ્ધતન્ત્ર નહીં; અર્થતન્ત્ર નહીં. આ બે વસ્તુઓને અરસપરસ સંબન્ધ નથી? આર્થિક પરિષદ અને શસ્ત્રસંન્યાસ પરિષદ વચ્ચે એ જ પ્રકારનો સંબન્ધ નથી? પૈસાવાળા દેશો જો લડાઈમાં ઊતરેલા દેશોને પૈસા ધીરવાની ના પાડે તો આધુનિક શસ્ત્રસરંજામની, અને તેનો જે ઉપયોગ કરવામાં આવે છે તેની, શી દશા થાય? યુદ્ધો થતાં અટકાવવાનો આ સહેલો ઉપાય છે. પણ માણસનો લોભ બીજી અનેક વસ્તુઓ તરફ નજર નાખે છે; અને એ વસ્તુઓ મેળવવામાં સરળતા કરી આપનારું તન્ત્ર પણ માણસની પાસે જ પડ્યું છે. આજકાલ ઘણા લોકો માની લે છે એમ આપણે બહુ ઉતાવળે એવું માની લેવાની જરૂર નથી કે આજે જગતમાં જે તલવારો પડી છે તેની હળપૂણીઓ બનશે ત્યારે યુદ્ધોનો છેવટનો અન્ત આવશે. આપણે જરાક થંભીને એટલો જ વિચાર કરવાનો છે કે હળપૂણીને ધાર ચડાવી લાકડીને છેડે લગાડી કે તરત તે ભયાનક શસ્ત્ર બની જાય છે; અને ક્રોધે ભરાયેલો માણસ કે પાગલ બનેલું રાષ્ટ્ર એનો ઉપયોગ કરી માણસોનો ઘાણ કાઢી શકે છે.

## ૫. કલહ ઉગ્ર બને છે

આ ઓજારો ને હથિયારો એવાં છે કે એકમાંથી બીજું સહેજે બની શકે છે. તેમણે આધુનિક જગતને કેવા ઊંડા ને ડહોળા પાણીમાં ઉતાર્યું છે! તેમણે માનવજાતિને હડસેલા મારીને કેવી ધાર્યે માર્ગે ચલાવી છે! એ પ્રકરણમાં ઊજળી બાજુ પણ છે એમાં શંકા નથી. છેક પ્રાચીન યુગના માણસે ગુફામાં બેસીને, તેના તરતમાં છૂટા થયેલા હાથ વડે, કુહાડી ઘડી ત્યારથી આપણાં આ યન્ત્રોના ઇતિહાસનો આરંભ થયો છે. એ યન્ત્રોએ કલ્પી ન શકાય એટલા જથામાં ને અગણિત પ્રકારની સંપત્તિ પેદા કરી છે. તેમણે માણસની ઇચ્છાઓ એટલા મોટા પ્રમાણમાં તૃપ્ત કરવાનો રસ્તો ખુલ્લો કર્યો છે કે આજથી સો વરસ પર કોઈને એનો સ્વપ્ને પણ ખ્યાલ ન આવત. તો પછી, લાખેક વરસ પહેલાં ગુફાવાસી માણસ પોતાની કુહાડીનો હાથો ઘડતો હતો તે સમયની તો વાત જ શી કરવી? એ

યન્ત્રોએ વિશાળ નગરો — શહેરી સંસ્કૃતિના આ મધપૂડા — રચ્યાં છે. એ નગરોમાં વૈભવ અને સુખોપભોગની કશી મણા નથી, એમ એની દુકાનોમાં ભરાયેલાં માલનાં પ્રદર્શનો કહી આપે છે. એ યન્ત્રોએ કુદરતનાં બળોને માણસનો રથ ખેંચવાને જોતર્યાં છે. એમાંનાં કેટલાંક બળ તો હસ્તીમાં છે એવી ખબર પણ ગઈ કાલ સુધી નહોતી. વળી એ યન્ત્રોએ આપણા હાથમાં જે શક્તિ મૂકી છે તેને લીધે મોટા મોટા પહાડોને દરિયામાં નાખવાનું તથા દુનિયાને સામે છેડે વસતા માણસના કાનમાં વાત કરવાનું સહેલું થઈ પડયું છે. એ બધું ભલે યન્ત્રોના જમાપાસામાં મુકાય. આ બધી સંપત્તિ ને શક્તિ, સગવડ ને સુખચેન ઘણા મોટા પ્રમાણમાં પેદા થયાં છે ખરાં. પણ સાથેસાથે એ રીતે પેદા થયેલી સંપત્તિ ને શક્તિમાંથી, તેની માલિકી ને વહેંચણી માટે, રાષ્ટ્રો ને વર્ગો ને વ્યક્તિઓ વચ્ચેના પરસ્પરવિરોધી સ્વાર્થો, હરીફાઈ, કલહ ને ખૂનખાર યુદ્ધો દુનિયામાં કેટલાં જામ્યાં છે એનો વિચાર કરો. આર્થિક વ્યવસ્થા, નાણાંના વહેવાર, મુલકની વહેંચણી, ને લશ્કરની ગોઠવણને અંગે અટપટી ને ભયાનક સમસ્યાઓ ઊભી થઈ છે. એનાં નામો લખતાં લાંબી યાદી થાય. એનો ઉકેલ આણવા બોલાવેલી જગતભરની પરિષદો ઉકેલ આણ્યા વિના જ વિખેરાઈ જાય છે. એ સમસ્યાઓ પણ આ યન્ત્રોનો જ પરિપાક છે. યન્ત્રોએ આપણાં શહેરોમાં સર્વ પ્રકારના સુખોપભોગની ચીજો ભરી છે એ કબૂલ; પણ શહેરોમાં ગરીબ વર્ગ જે ગંદાં ને અંધારાં ઘોલકાંમાં રહે છે તે પેદા કરવામાં પણ યંત્રોએ ફાળો નથી આપ્યો કે? યંત્રોએ માણસનાં સમય અને શક્તિને વિશાળ પ્રમાણમાં મુક્ત કર્યાં છે. તેમણે માણસને માથેથી મહેનતનો બોજો અતિશય હળવો કરી નાખ્યો છે; તેને લીધે, થોડાં વરસ પર જેટલો પાક લણવાને વીસ હજાર માણસની જરૂર પડતી તેટલો જ પાક હવે એક હજાર માણસ લણી શકે છે; એ વાત ખરી. પણ એને લીધે આપણે મોં વકાસી એક-બીજાને એમ પૂછતા નથી થયા કે 'આ જે સમય ને શક્તિ મુક્ત થયાં તેનું માણસજાતે શું કરવું?' તે ઉપરાંત, યંત્રોને અંગે જે હજાર પ્રશ્નો અગાઉથી ઊભા થયેલા છે, તેમાં બેકારીનો પ્રશ્ન —

અથવા બીજા શબ્દમાં કહીએ તો, માણસે પોતાના ફુરસદના વખતનો શો ઉપયોગ કરવો તેનો પ્રશ્ન — નવો નથી ઉમેરાયો? યંત્રો માણસને માટે જે પુષ્કળ ફુરસદનો વખત પેદા કરે છે તેમાંના મોટા ભાગનો ઉપયોગ તો એવા મોજશોખ ને મનોરંજનમાં થાય છે જેમાં બીજા લોકોની પુષ્કળ મહેનત નકામી વેડફાઈ જાય છે. આ ફુરસદનો ઉપયોગ આવી જ રીતે થવો ચાલુ રહેવાનો? કે એનો કંઈક વધારે સારો ઉપયોગ શોધી શકાય એમ છે? અને હોય, તો કેવી રીતે? વળી, પહેલવહેલા માણસો જ્યારે ટટાર ઊભા રહ્યા ત્યારે આપણા હાથને સ્વતંત્રતા મળી; અને તેમણે ઓજારો ઘડી તથા વાપરીને પોતાની કુશળતા ખીલવી. આજે હવે એ જ પ્રાચીન ઓજારોના વંશજરૂપી યંત્રો માણસો પાસેથી તેમની એ કુશળતા હરી રહ્યાં છે. એ ઘટના પણ વિચિત્ર નથી? આ વસ્તુસ્થિતિનો વિચાર કરો. વળી, આપણે સહુ રહેણીમાં જે ટેવોને અનુસરીએ છીએ તેના ઉપર, આપણે જે યંત્રો વાપરીએ છીએ તેની — દાખલા તરીકે મોટરની — અસર પળે પળે થાય છે; માત્ર આપણી રહેણીની ટેવો ઉપર જ નહીં, પણ આપણા વિચારની ટેવો ઉપર પણ, એની અસર થાય છે — કેમ કે આજકાલ આપણો સહુનો ઝોક યંત્રોની પરિભાષામાં વિચાર કરવા તરફ છે, ને તેથી આપણે ફરી ફરીને ભૂલો કર્યા જ કરીએ છીએ. તમે આ બધી વાતો યાદ કરો, તો શું તમે એટલું કબૂલ નહીં કરો કે યંત્રોએ આપણને ઊંડા ને ડહોળા પાણીમાં ઉતાર્યા છે?

## ૧. ઇજનેરોનો યુગ

ત્યારે 'યંત્રયુગ' શબ્દનો આપણે શો અર્થ કરીએ છીએ? ખરું જોતાં અતિ પ્રાચીન યુગના માણસે પહેલવહેલાં ઓજાર ઘડ્યાં ત્યારે જ યંત્રયુગની શરૂઆત થઈ હતી. એ તો લાંબા વખત પર બનેલું. માણસજાત હાથેપગે ગોઠણભેર ચાલવાની ટેવ પર જીત મેળવીને ટટાર ઊભી રહેતાં શીખી ત્યારથી માંડીને માનવજાતિનો જે ઇતિહાસ છે તે બધો યંત્રયુગ જ છે. તો પછી, આપણે અત્યારે જે યુગમાં જીવીએ

છીએ તેને જ ખાસ કરીને યંત્રપ્રધાન યુગ કહેવાનું આપણી પાસે શું કારણ છે? ઘણાં કારણ છે.

પહેલું ને સૌથી સ્પષ્ટ કારણ તો એ છે કે ગયાં સો વરસમાં, વિજ્ઞાનની શોધોને પ્રતાપે, યંત્રોએ જે શક્તિ, કુશળતા, ને વિવિધતા ખીલવી છે તેની સરખામણીમાં અત્યાર સુધીની માણસે કરેલી સર્વ યાંત્રિક શોધો તો સાવ શિખાઉ વિદ્યાર્થીના પ્રયત્ન જેવી હતી. યંત્રોની સંખ્યા ને શક્તિ વધવાની જે પ્રવૃત્તિ છે તે હજુ નિરંતર વધતા જતા વેગથી ચાલુ છે, અને ચાલુ રહેશે.

પણ એથી ઊંડું એક બીજું પણ કારણ છે. તેનો ઉલ્લેખ હું પળવાર પહેલાં જ કરી ગયો. આપણી વિચારની પ્રક્રિયાઓમાં યંત્રોની પરિભાષાનો ઉપયોગ ઉત્તરોત્તર વધતો જાય છે; ને એ રીતે તે યંત્રોના વિકાસને અનુસરતી ચાલી છે. અમુક જૂના ચીલા કે ધરેડોમાં ચાલનારા યાંત્રિક વિચાર કરતાં સ્વેચ્છાવિહાર કરનારો સર્જનશીલ વિચાર બહુ જુદી જાતનો, વધારે વિરલ, ને વધારે કીમતી છે. પણ એ જાતનો વિચાર ચાલુ જમાનામાં ઝાઝો જોવામાં આવતો નથી.

ઓસવાલ્ડ સ્પેંગ્લર કહે છે કે વર્તમાન યુગ એ ઇજનેરોનો યુગ છે. ઇજનેર તેના પોતાના ક્ષેત્રમાં તો સર્વસત્તાધીશ છે જ. ત્યાં સર્વસત્તાધીશ બનવાનો તેને હક છે. એ ક્ષેત્રમાં તેણે મેળવેલી સિદ્ધિઓ જોઈને જગત છક થઈ જાય છે. પણ તે ઉપરાંત તેણે તો સાર્વભૌમ પદ પ્રાપ્ત કર્યું છે. તેની કાર્યપદ્ધતિનો વિસ્તાર જીવનના સર્વ પ્રદેશોમાં વધતો જાય છે; માણસના વિચારના ઊંડે ઊંડે પડેલા ગૂઢ ખંડોમાં પણ તેનો પ્રવેશ થઈ ચૂક્યો છે. દાખલા તરીકે, 'નવરચના' અથવા 'પુનર્ઘટના'ની કલ્પના આપણે ઇજનેર પાસેથી લીધી છે. સમાજ, નીતિવ્યવસ્થા, ને રાજ્યતંત્રની જે કંઈ નવરચના કે પુનર્ઘટનાઓ આપણે કરીએ છીએ તે બધી ઇજનેરી કામના નમૂના નજર સામે રાખીને ઘડાઈ છે; અને ઇજનેરના નકશાની ઢબે જ તેનું પણ પ્રદર્શન કરવામાં આવે છે. આપણે જ્યારે આપણા વિચારકોને કહીએ છીએ કે 'રચનાત્મક બનો,' ત્યારે આપણે એમને ઇજનેરની રચનાશક્તિનું અનુકરણ કરવા ફરમાવીએ છીએ; ને આપણે ઇચ્છીએ છીએ કે તેઓ

વિચારના ક્ષેત્રમાં મનવાર, ઊંચી ગગનચુંબી ઇમારત, કે નાયગરા કે એસુઆનના ધોધ આગળ બાંધેલાં વીજળીનાં કારખાનાં જેવી વિશાળ અને પ્રચંડ અસર પાડનારી કંઇક નવી રચના કરી બતાવે. જડ યંત્રોને જે ઢબે ચલાવી શકાય છે તે ઢબે જીવતાં માણસોને પણ કળ દાબીને ધારી રીતે ચલાવી શકાય કે કેમ, અને એવી ઢબ માનવજીવનને અનુકૂળ આવે કે કેમ, એ સવાલનો વિચાર કરવા આપણે નથી બેસતા. ઇજનેરી તરફનો આપણો ઝોક એટલો બધો પાકો થઇ ગયો છે કે આ સવાલનો અર્થ પણ આપણે ભાગ્યે જ સમજીએ છીએ.

આપણો એ ઝોક આપણી રોજના વાપરની ભાષામાં અગણિત રૂપે દેખાઈ આવે છે. દાખલા તરીકે, અંગ્રેજી ભાષામાં 'પુલ બાંધવો' એ શબ્દપ્રયોગ આપણે હાલતાં ચાલતાં સાંભળીએ છીએ — 'ધર્મ અને વિજ્ઞાન વચ્ચે પુલ બાંધવો', 'જડ અને ચેતન વચ્ચે પુલ બાંધવો', 'મૂડીવાળા ને મજૂર વચ્ચે પુલ બાંધવો', 'ફ્રાન્સની રાજનીતિ ને જર્મનીની રાજનીતિ વચ્ચે પુલ બાંધવો' (એ બે વચ્ચે જે અંતર પડી ગયેલું છે તે દૂર કરવું, એ અર્થમાં). આ થોડાક દાખલા તો હમણાં હમણાં મારે કાને અથડાયા છે. આપણા માનસિક ઇજનેરોનાં મનમાં અત્યારે પુલ બાંધવાની ઝંખના કેવી જોર કરી રહી છે, તે આ પરથી દેખાય છે. થોડા વખત પર કાર્લ બાર્થના ઇશ્વરવાદનું ખંડન કરતાં એક વિખ્યાત ધર્મવેત્તાએ કહેલું કે તેની પોતાની ફિલસૂફીમાં 'મનુષ્ય અને ઈશ્વરની વચ્ચે જે પુલ' સુંદર રીતે રચવામાં આવેલો તે કાર્લ બાર્થે 'તોડી નાંખ્યો છે'. તે પછી આઇન્સ્ટાઇનનો સાપેક્ષ-વાદ (રિલેટીવિટી) લો. થોડા વખત પર થયેલી એક ચર્ચામાં એમના સિદ્ધાંત વિષે અપાયેલું (એમણે પોતે નહીં પણ કોઈ બીજાએ આપેલું) વર્ણન ખરું માનીએ, તો એમ જ કહેવું પડે કે તેમણે 'દિક્ અને કાલની વચ્ચે પુલ બાંધ્યો છે', અને એમ કરીને ઇજનેરી ક્ષેત્રમાં આજ પહેલાં થયેલી સર્વ રચનાઓને આંટી દીધી છે. આ બધા પ્રયોગોમાં 'પુલ' શબ્દ લાક્ષણિક અર્થમાં વપરાયેલો છે એમાં શંકા નથી. પણ એ પ્રયોગો બતાવે છે કે આધુનિક વિચારપ્રવાહમાં ઇજનેરી તરફનો ઝોક કેટલો વધી પડ્યો છે.

બીજા બે શબ્દો અંગ્રેજી ભાષામાં વપરાય છે તે પણ એ જ વાતનું સમર્થન કરે છે. એ શબ્દો છે 'પ્રૉબ્લેમ' (પ્રશ્ન, સમસ્યા, કોયડો), અને 'સોલ્યુશન' (ઉકેલ, નિકાલ). બંને શબ્દોની ઉત્પત્તિ ગણિતશાસ્ત્રમાંથી છે. એક ગ્રીક ભાષામાંથી ને બીજો લૅટિનમાંથી ઊતરી આવ્યો છે. યંત્રોને લગતા વિચારમાં બંને આવશ્યક છે. એમાંથી એકેય બાઇબલમાં મળતો નથી; કેમ કે હિબ્રૂ ઋષિઓ ને પેગંબરોને જીવ, જગત કે ઈશ્વરને વિષે ઇજનેરની પરિભાષામાં વિચાર કરવાની ટેવ પડેલી દેખાતી નથી. એ પેગંબરોમાંના સૌથી મોટા (ઈસુ ખ્રિસ્ત)ને વિષે તવારીખમાં એમ લખાયેલું છે કે "તેઓ લોકોને ઉપદેશ આપતાં રૂપકકથા સિવાય વાત જ કરતા નહીં." એવી જ રીતે આપણા આધુનિક શિક્ષકો ને ઉપદેશકોને વિષે, જરાક જ અતિશયોક્તિ કરીને, એમ કહી શકાય કે તેઓ માણસને રસ પડે એવા કે માણસની સાથે સંબંધ ધરાવતા કોઈ પણ વિષય પર દસ-બાર વાકય લખે તો તેમાં પણ તેમનાથી 'પ્રૉબ્લેમ' (પ્રશ્ન, સમસ્યા, કોયડો) શબ્દ વાપર્યા વિના રહેવાતું નથી. વિશ્વના અંતર્ગત રહસ્યથી માંડીને સ્ત્રીઓનાં ફરાકની લંબાઈ સુધીની દરેક વસ્તુને અત્યારે 'પ્રૉબ્લેમ' (પ્રશ્ન, સમસ્યા) ગણવામાં આવે છે, ને તેનું 'સૉલ્યૂશન' (ઉકેલ, નિકાલ) શોધી કાઢવાનું કહેવામાં આવે છે. કેવી વિચિત્ર ટેવ !

સર્જનાત્મક વિચારસરણીમાં આ શબ્દોનો ખપ બહુ ઓછો પડે છે. સર્જનશીલ વિચારક સમસ્યા કે કોયડો ઉકેલવા કરતાં કંઈક વધારે કામ કરે છે. તે તો ક્યાંકથી પડકાર થતો જોઈને સામી છાતીએ તેની સામે બાથ ભીડવા નીકળી પડે છે; એ ક્રિયામાં બુદ્ધિની સાથે સંકલ્પશક્તિનો પણ ઉપયોગ કરે છે; એ બંનેને પાછો પોતાની કલ્પના વડે ટેકો આપે છે; અને ભલે ગમે તેવાં સંકટ આવે કે ખુવાર થઈ જવાય તોપણ પાછી પાની કરતો નથી. આપણને સર્જનશીલ વિચારકની જરૂર છે; કેમ કે તે જ આપણને યાદ દેવડાવે છે કે જીવનનું જે મહાકાર્ય છે તેના કોઈ પણ અંશને 'સમસ્યાનો ઉકેલ આણવા' કે 'કોયડો છોડવવા' જેટલું સાદું ને સરળ રૂપ આપી શકાતું નથી. જીવનના મહાપ્રશ્નને એવો સાદો ને સરળ કલ્પી એ રીતે તેનો

વિચાર કરવાની જે ટેવ આપણને પડી છે તે આપણા યંત્રબદ્ધ માનસમાંથી જ નીપજી છે એ વિષે શંકા નથી. તેને લીધે આપણા માનવસમાજની ખરી વસ્તુસ્થિતિ આપણાથી ઢંકાયેલી રહી છે; જે શક્તિઓ શ્રદ્ધાનાં સાહસો માટે જરૂરની હતી તે આડે રસ્તે વળી ગઈ છે; ને જીવનની સલામતી શોધવામાંથી ને ગણિતનો કોયડો ઉકેલવામાંથી જેવો આનંદ મળે તે પ્રકારનો આનંદ મેળવવામાં ભેરવાઈ પડી છે. આ જાતની પ્રવૃત્તિ મૃગતૃષ્ણિકા સમાન છે, એ કહેવાની જરૂર નથી.

## ૭. આશાનું એક કિરણ

આટલે આવ્યા પછી આપણને આશાનું એક કિરણ દેખાય છે. એ આશાપ્રદ વસ્તુ અતિશય અર્થપૂર્ણ ને મહત્ત્વની છે, અને તેને પરિણામે હંમેશાં મોટી ઊથલપાથલો થવા પામે છે. યંત્રોમાં જે એક શક્તિ નથી તે માણસોમાં છે. માણસોને પોતે ક્યાં ઊભાં છે ને શું કરે છે તેનું ભાન હોય છે, અથવા કંઈ નહીં તો એ ભાન રાખવાની શક્તિ તો તેમનામાં હોય જ છે. આ સ્થિતિ દીવા જેવી છે, છતાં જે લોકોનાં મનમાં યંત્રોના જ વિચાર રમી રહેલા હોય છે તેઓ ઘણી વાર તેના તરફ દુર્લક્ષ કરે છે. એક તરફ, અમુક દશામાં હોવું ને અમુક કામ કરવું એ સ્થિતિ; અને બીજી તરફ, આપણે કઈ દશામાં છીએ ને શું કામ કરીએ છીએ તેનું ભાન હોવું એ સ્થિતિ; બેની વચ્ચે ઘણો જ મોટો ફરક છે — કહો કે પાર વિનાનો ફરક — છે. યંત્રો અને માણસો વચ્ચે જે ભેદો છે તે બધાની ઉત્પત્તિ આ મૂલગત ભેદમાંથી થાય છે — તે એ કે માણસોને પોતે શું કરે છે ને ક્યાં છે તેનું ભાન હોય છે; જ્યારે યંત્રોને એ ભાન નથી હોતું, ને હોઈ શકે પણ નહીં. જે વિશ્વતંત્રનું વિરાટ રૂપ જોઇ માણસ ભયભીત થઈ જાય છે, ને જેની ગૂઢતાનો પાર તે પામી શકતો નથી, તે વિશ્વતંત્રના ચક્રમાં તે પોતે એક દાંતો બની ગયો છે, ને તેની સ્થિતિ અતિશય વસમી થઈ પડી છે. એ સ્થિતિમાંથી નીકળવાનો એક જ રસ્તો એ છે કે તેણે માણસ અને યંત્ર વચ્ચેનો, ઉપર કહેલો, ભેદ ઓળખવો.

પાસ્કાલ કહે છે: "માણુસ બરુ છે ખરો; પણ એ વિચાર કરનારું બરુ છે." આ વસ્તુ નિરાશામાં આશા ઉપજાવનારી છે; અને એ જ્યારે જ્યારે અમલમાં આવે છે — એટલે કે માણુસ સ્વતંત્ર વિચાર કરે છે — ત્યારે ત્યારે યાંત્રિક માનસની, માનવસમાજને લગતી, સર્વ ગણુતરીઓ, રચનાઓ, ને નવરચનાઓ ઊંધી વળી જવાનો સંભવ રહે છે.

આપણે અજાણુતાં કોઈ ટેવ કે મનોદશામાં સંડોવાયા હોઈએ, ને પછી આગળ જતાં આપણુને એ ટેવ કે મનોદશામાં પડ્યાનું પહેલી જ વાર ભાન થાય, એવો અનુભવ આપણુને સહુને ઘણી વાર નથી થયો ? આપણે પોતાને કેવા પ્રકારનાં સ્ત્રીપુરુષો બનવા દીધાં છે એનું આપણુને જે ક્ષણે પહેલવહેલું ભાન થાય તે ક્ષણો આપણા જીવનની સૌથી વધારે મહત્ત્વની ને ઘણી વાર અતિશય કટોકટીની હોય છે. કેટલીક વાર એ ક્ષણો દેખીતી દુઃખદ અને કરુણુ હોય છે. બાઇબલની પેલી રૂપકકથામાંના કલાલે છાતી કૂટી ને પોતાનું પાપ જાહેર કર્યું ત્યારે તેના જીવનમાં એવી ક્ષણુ આવી હતી. પોતે કેવો માણુસ છે તેનું ભાન તેને થયું હતું. એ સ્પષ્ટપણે એના જીવનમાં અણીનો સમય હતો. પાપી હોવું, અને પોતે પાપી છે એવું ભાન હોવું, એ બે સ્થિતિ વચ્ચે જમીન આસમાનનો ફરક છે. સંત હોવું, અને પોતે સંત છે એવું ભાન હોવું, એ બે સ્થિતિ વચ્ચે જમીન આસમાનનો ફરક છે — પણુ આવું ભાન માણુસને ન હોય એ સારું છે. કોઈ અમુક પ્રકારના માણુસ હોવું, અને પોતે કેવા પ્રકારનો માણુસ છે એનું ભાન હોવું, એ બે સ્થિતિ વચ્ચે પણુ જમીન આસમાનનો ફરક છે.

આવા આત્મભાનના ઉદયની ઘડીઓ દરેક યુગના, સમાજના, સંસ્કૃતિના, તેમ જ વ્યક્તિના જીવનમાં આવે છે. આપણી સંસ્કૃતિ આજે એ પ્રકારના તીવ્ર અનુભવમાંથી પસાર થઈ રહી છે. આપણા જેવો આત્મભાન કે અસ્મિતાવાળો, ને પોતાની જ કડકમાં કડક ટીકા કરનારો, યુગ જગતના આરંભકાળથી આજ લગીમાં બીજો નથી થયો. સેંકડો વરસ થયાં સુધરેલા સમાજો અમુક આર્થિક, રાજકીય ને નૈતિક ટેવો, મોટે ભાગે તો અજાણુતાં જ, શીખી રહ્યા છે. દાખલા તરીકે, જેને આપણે

આપણું આર્થિક તન્ત્ર કહીએ છીએ તેનું વધારે સાચું વર્ણન કરવું હોય તો તેને આપણી આર્થિક ટેવ એ નામ આપવું જોઈએ. જે લોકો એ તન્ત્રને સુધારવા માગે છે તેમણે આ મુદ્દો યાદ રાખવા જેવો છે. પણ હવે આ ટેવો કેવી છે ને તે આપણને કઈ તરફ ઘસડી રહી છે એનું જ્ઞાન આપણાં મનમાં જાગવા લાગ્યું છે. પરિણામ એ આવ્યું છે કે આપણો જમાનો પોતાને વિષે અત્યંત અસંતુષ્ટ થઈ રહ્યો છે, એટલું જ નહીં પણ પોતાની ખરી સ્થિતિ જોઈ તે ભયભીત બનતો જાય છે. તેની ટીકા કરનારા સંખ્યાબંધ નીકળ્યા છે. વસ્તુતઃ એમ પણ કહી શકાય કે આધુનિક સુધારાની ટીકા કરવી એ સુધરેલા માણસોને માટે એક પ્રતિષ્ઠિત ધંધો થઈ પડ્યો છે. જે ચોપડીઓમાં આ જાતની પોતાની ટીકા, મોટે ભાગે નિરાશાવાદી સૂરમાં, કરેલી હોય તેવી અનેક ચોપડીઓ હું વાંચું છું, ત્યારે મને એમ લાગે છે કે બાઇબલની પેલી રૂપકકથામાંના કલાલે છાતી કૂટેલી ને પોકાર કરેલો કે 'હે ભગવાન, મુજ પાપી પર દયા કર,' એના જેવું જ જાણે આપણો સુધારો આજે કરી રહ્યો છે. આ પ્રકારનું આત્મનિરીક્ષણ સુધારાના ઇતિહાસમાં કંઈક નવી વસ્તુ ગણાય. તે ભાવિની આગાહી કરનાર શુકન છે એમાં તો શંકા નથી જ.

માનવસમાજની જે ટેવો પર આ પ્રમાણે ટીકાની ઝડી વરસી રહી છે તેમાં યન્ત્રોની પરિભાષામાં વિચાર કરવાની આપણા મનની ટેવ તરફ પણ આખરે ધ્યાન અપાવા લાગ્યું છે. યન્ત્રોએ આપણાં જીવન પર જે પ્રભુત્વ મેળવ્યું છે તેનું તીવ્ર ભાન આપણને થતું જાય છે. યન્ત્રની દૃષ્ટિએ, ને યન્ત્રોની પરિભાષામાં, વિચાર કરવાની જે ટેવ આપણને પડી છે તેનું ભાન પણ આપણને, કંઈક વધારે ધીમે ધીમે તોયે, થતું જાય છે. અને અગત્યની વાત તો એ છે કે પોતે યાન્ત્રિક માનસવાળો બની ગયો છે એવું ભાન આપણા જમાનાને જેમ જેમ વધારે થતું જાય છે, તેમ તેમ તેનામાં યન્ત્રો સામે બળવો કરવાની વૃત્તિ વધારે ને વધારે જાગતી જાય છે. પેલા કલાલને પણ પોતે અજાણતાં કેવો માણસ બની ગયો છે એની ખબર પડી, તે ક્ષણે તેણે પણ પોતાની જાત સામે બળવો કર્યો હતો. જે કોઈ માણસ આ

દિવસોમાં જમીન પર કાન માંડશે તેને આગામી વિપ્લવના ભણકારા સંભળાયા વિના નહીં રહે. એ વિપ્લવ કદાચ માનવજાતિના ઇતિહાસમાં મોટામાં મોટો હશે. અતિ પ્રાચીન યુગના માણસે, અપાર શ્રમ લઈને, ટટાર ઊભા રહેવાની નવી કળા હાથ કરી તે પછી એમાંથી જે પરિણામો નીપજ્યાં, એની સાથે જ સરખાવી શકાય એવાં પરિણામો આ નવા વિપ્લવમાંથી નીપજશે. અને એ પ્રસંગે જેમ ચોપગા જાનવરની જેમ ગોઠણભેર ચાલવાની ટેવને માણસ સહેલાઈથી જીતી શક્યા નહોતો, તેમ અત્યારની યાન્ત્રિક ટેવ પણ કંઈ પહેલે સપાટે ભુલાઈ જવાની નથી. એ પરિવર્તન અઘરું થઈ પડશે. આપણું આર્થિક તન્ત્ર એ જો માત્ર બાહ્ય તન્ત્ર હોત, તો તો તે સહેલાઈથી બદલાત. પણ તે તો ટેવ બનીને આપણાં મનમાં ઘૂસી ગયું છે. એવાં બીજાં પણ અનેક 'તન્ત્રો' છે જેને આ જ વાત લાગુ પડે છે. એને લીધે એમાં સુધારો કરવાનું કામ કઠણ થઈ પડયું છે.

### ૮. યુદ્ધનું યન્ત્ર અને શાન્તિનું યન્ત્ર

આ આગામી બળવાની છડી પોકારનારા કેટલાક અવાજો આપણા સમાજમાં પ્રસંગોપાત્ત સંભળાયા હતા — દાખલા તરીકે ગયા સૈકાના મધ્યભાગમાં જૉન રસ્કીનનો, અને તે પછી થોડે વખતે વિલિયમ મોરીસનો. એ અવાજ જોરદાર હતા, પણ મોટે ભાગે તે અરણ્યરુદન સમાન નીવડયા. એમનું કહેવું કોઈએ જ સાચું ન માન્યું એવું તો છેક નહોતું. થોડાકે સાચું માન્યું; પણ બાકીનું વિશાળ જગત યંત્રોએ તેને આપેલા બળરૂપી મદિરાથી ચકચૂર બનેલું હતું, એટલે તેણે તો એમની વાત કાને જ ન ધરી. તે પછી સેમ્યુઅલ બટલર કરીને એક લેખક થઈ ગયો. તેણે કટાક્ષથી ભરેલું એક પુસ્તક લખીને એવી આગાહી કરી કે એવો એક કાળ આવશે જ્યારે માણસો તેમનાં યંત્રોના ગુલામ બની જશે. એની વાતને તો લોકોએ હાંસીમાં જ ઉડાવી દીધી. ગયા મહાયુદ્ધમાં યંત્રો વડે કરેલી લડાઈ કેવા કેર વર્તાવે છે ને કેવો ભીષણ સંહાર કરે છે એનું દર્શન થયું. ત્યારે જ યંત્રોમાં છુપાઈને પડેલી સંહારશક્તિનું ભાન સામાન્ય જનસમૂહને પહેલવહેલું થયું; તે પહેલાં થવા પામ્યું નહોતું.

વળી કેવળ યાંત્રિક શસ્ત્રાસ્ત્રોથી થતો ઘોર સંહાર જોઈને જ આપણે ભડકી ગયા એવું નહોતું. આપણને સહુને યાદ છે કે જે મિલો ને કારખાનાં સાધારણ વખતમાં શાન્તિમય વેપારમાં ખપનારી ચીજો ને એ જ જાતનો બીજો સરંજામ બનાવતાં તેમને આપણા કામગરા સરંજામ ખાતાએ જોતજોતામાં યુદ્ધનાં શસ્ત્રાસ્ત્રો બનાવતાં કરી મૂક્યાં. હળપૂણીની તલવાર બનાવવામાં આવી, ને દાતરડું ભાંગીને ભાંગીને ભાલો બનાવવામાં આવ્યો. દેશના આખા આર્થિક તંત્રનો એવી જાતનો કાયાપલટો થઈ ગયો. જૂના કાળમાં ઓજારને સહેલાઈથી બદલીને હથિયાર બનાવાતું; લાકડાં ફાડવાની કુહાડીને શત્રુનું માથું ફાડવાની કુહાડીનું રૂપ આપી દેવાતું. એ જ પ્રાચીન વાતની આ પુનરુક્તિ થઈ. પણ એ પ્રાચીન વાત હવે અર્વાચીન ભાષામાં લખાઈ; અને પહેલાં એમાં એક જ ટૂંકું વાક્ય હતું, તેને ઠેકાણે હવે ઘણાં પ્રકરણોવાળી, રૌદ્રરસથી ભરેલી, મહાકથા રચાઈ; અને આખી દુનિયાને ઘેરી વળે એવું આર્થિક સંકટ તે એનો ઉપસંહાર થઈ પડ્યો.

યંત્રો સામે જે યુદ્ધ શરૂ થયું તેમાં સૌથી પહેલો મોટો હલ્લો યંત્રના સૌથી અધિક સંહારક પ્રકારની સામે લઈ જવામાં આવે એ સાવ સ્વાભાવિક હતું. એ પ્રકાર એટલે યુદ્ધમાં વપરાતાં શસ્ત્રાસ્ત્રો. આ શસ્ત્રાસ્ત્રો, અને યુદ્ધનું આ યંત્ર કહો કે તંત્ર, જે સરકારોના હાથમાં હોય છે તે સરકારોને જ ઊલટી તાબેદાર બનાવી રહ્યાં છે; એટલું જ નહીં પણ આખાં રાષ્ટ્રોનાં રાષ્ટ્રોને તેમણે નાથીને વશ કર્યાં છે, દેશ દેશ વચ્ચેની રાજનીતિને તેઓ ધારી રીતે નચવે છે, ને પેલા હવામાં ઊગામેલા ખંજરે ખૂન કરવા નીકળેલા મૅકબેથને હત્યાને રસ્તે હડસેલીને ચલાવેલો તેમ આ યુદ્ધતંત્ર માણસોને સિસકારી રહ્યું છે; અને એ રસ્તો તો દેખીતી રીતે ઊંડા ધરામાં લઈ જઈને નાખે એવો છે — એ વિષમ પરિસ્થિતિ છેવટે જોવા જેટલી સુધરેલી દુનિયાની આંખ ઊઘડી. યંત્રો સામેના બળવામાં સૌથી પહેલો હલ્લો ઓજાર સામે નહીં પણ હથિયાર સામે, શાન્તિના યંત્ર સામે નહીં પણ યુદ્ધના યંત્ર સામે, થયો એ હું કહું છું કે સ્વાભાવિક હતું. આપણે કહ્યું : યુદ્ધમાં વપરાતું યંત્ર નાબૂદ કરો; શાન્તિમાં વપરાતું યંત્ર રહેવા દો.

પણ હવે આપણને ઘણાને મનમાં એવો અંદેશો ઊપજવા લાગ્યો છે કે આ બે પ્રકારનાં યંત્રોને આવી રીતે છૂટાં પાડી શકાય ખરાં? લોકોની પાસે તમે જો લાકડાં ફાડવાની કુહાડી રહેવા દો, તો પછી તેમની પાસેથી માથું ફાડે એવી પરશુ લઈ લીધે શું વળવાનું છે? એક આવેશની ક્ષણ આવી, આંધળા ક્રોધનો એક જુવાળ ચડ્યો, રાષ્ટ્રો કેટલીક વાર બને છે એમ કોઈ રાષ્ટ્ર ભાન ભૂલીને પાગલ બન્યું, કે તરત જ પેલી શાંતિકાળની કુહાડી તે યુદ્ધકાળની પરશુ બની જશે ને માણસના લોહીથી રંગાશે. શાંતિનાં યંત્રોનો વિચાર કરનાર આર્થિક પરિષદ, અને યુદ્ધનાં યંત્રોનો વિચાર કરનાર શસ્ત્રસંન્યાસ પરિષદ, એ બે પરિષદોની વાત હું પાછળ કરી ગયો છું. મારું તો એમ માનવું છે કે એ બંનેનું કામ આટોપાઈ જાય તે પહેલાં તેમને પોતાને જ એમ જણાશે કે તેઓ જે કામ કરવા જુદી જુદી મથામણ કરી રહ્યાં છે તે કામ તો એક જ છે. એ કામ, મારી કલ્પના અનુસાર, કોઈ એક યા બીજા પ્રકારના યંત્રનો ત્યાગ કરવાનું નથી. ખરું કામ તો એના કરતાં ઘણું અધિક તલસ્પર્શી છે, જીવનનાં ઊંડાં મૂળને સ્પર્શ કરનારું છે. એ काम छे माणसने फरी એ जातनी ने એટલી हद सुधी केळवणी आपवानुं के पछी कोई पण प्रकारनां यंत्रो એનાં શેઠ न रहे पण सर्व प्रकारनां यंत्रो એના कह्यागरा सेवक बनीने रहे.

લાકડાં ફાડવાની કુહાડીનું રૂપાંતર માથાં ફાડનારી પરશુમાં આટલું જલદી જલદી કેમ થવા પામે છે? એટલા માટે કે જે માણસ એ કુહાડીનો માલિક છે તે જંગલી ને અસંસ્કારી છે, અને તે હજુ પોતાના મન પર કે એ કુહાડી પર અંકુશ મેળવવાનું નથી શીખ્યો. સુધરેલા માનવસમાજ પાસે વિજ્ઞાને નિપજાવેલી કેવી સુંદર ને વિવિધ સગવડોવાળું તંત્ર પડેલું છે! પણ માણસોને આવેશ ચડે ને પડઘમ વાગવા માંડે એટલે એ તંત્રની કાયાપલટ કરી નાખવામાં આવે છે. જે સંસ્કૃતિએ તેને જન્મ આપ્યો તે સંસ્કૃતિનો જ કચ્ચરઘાણ કરવા માટે તેનો ઉપયોગ થાય છે. હળપૂણીઓની તલવારો બનાવવામાં આવે છે. આહારની ચીજો દારૂગોળો બનાવવામાં વપરાય છે. રસાયણશાસ્ત્રનો ઉપયોગ ઝેર બનાવવાના કામમાં થાય છે. દેશની દોલત યુદ્ધ ખાતા

પાસે ઘસડાઈ જાય છે. એનું શું કારણ? એનું પણ ઉપર કહ્યું તે જ કારણ છે; પણ પહેલા દાખલા કરતાં આમાં પ્રયોગ પરત્વે આટલો ભેદ છે — પહેલાં કર્તા એક માણસ હતો, તેને બદલે હવે કર્તા આખો સમૂહ છે; એ સમૂહ તે અનેક રાષ્ટ્રોમાંનું એક રાષ્ટ્ર છે; અને એ રાષ્ટ્રો હજુ જ્યારે એકબીજાની સાથે કંઈક પણ સામુદાયિક વહેવાર કરે છે ત્યારે તેમનાં મન બાળકના જેવા ભય, હાંસીપાત્ર વહેમો, ટૂંકી નજરવાળા અહંકારો, ને અણુધના જેવા ફફડાટથી ભરપૂર હોય છે. એ બધું આપણે જો કોઈ વ્યક્તિમાં જોઈએ, તો તેને નરી જંગલી ને ગમાર જ ગણી કાઢીએ.

## ૯. 'અંકુશ' માટેની ઘેલછા

આપણી સામુદાયિક નીતિભાવના આમ આશ્ચર્ય પમાડે એવી પછાત દશામાં છે, તેનો આપણે શો ખુલાસો આપી શકીએ એમ છીએ? એ પછાત દશા કંઈ 'રાષ્ટ્ર'ને નામે ઓળખાતા પેલા મોટામાં મોટા સમૂહોમાં જ છે એવું નથી; એમની દશા વધારેમાં વધારે દેખાઈ આવે છે એટલું જ. આ સમૂહોના એકબીજા જોડેના વહેવારમાં ઊંચામાં ઊંચો પ્રેરક હેતુ સ્વાર્થનો હોય છે; અને પોતાનો સ્વાર્થ સાધવાને તેઓ ટાંપી જ રહેલાં હોય છે; એનું શું કારણ? એ વૃત્તિ શાને લીધે ઊપજી છે? આ વસ્તુસ્થિતિ જ્યાં લગી ચાલે, ત્યાં લગી 'જગદ્વ્યાપી સહકાર'નાં સર્વ સ્વપ્નાં તો ધૂળમાં જ મળી જવાનાં. રાષ્ટ્રસંઘમાંથી થોડા જ વખત પર કેટલાક દેશો નીકળી ગયા; અને જગતની આર્થિક પરિષદ તો મળી તેવી જ ટંટા કરીને વિખેરાઈ ગઈ; એ હકીકત એના દેખીતા પુરાવારૂપ છે. મને એનું કારણ મોટે ભાગે આ લાગે છે: કુદરતી બળો પર આપણને અંકુશ અપાવનાર યાન્ત્રિક શાસ્ત્રોનો વિકાસ ને અભ્યાસ છેલ્લા કેટલાક જમાના થયાં આપણે ઘણો કર્યો છે; પણ આપણે પોતે કેવી જાતના માણસ છીએ તે આપણને દેખાડનાર જે ઊંડું અધ્યાત્મશાસ્ત્ર છે તેની અવગણના કરી છે. એનું પરિણામ એ આવ્યું છે કે આત્મનિગ્રહ — એટલે કે પોતાની જાત પરનો અંકુશ — જે બીજા સર્વ નિગ્રહોનો — બાહ્ય વસ્તુમાત્ર પરના

અંકુશોનો — પાયો છે તેની જરૂર તો સહુથી પહેલી છે, એ વાત જ આપણે ભૂલી ગયા છીએ.

યન્ત્રોમાં રચ્યાપચ્યા રહેલા ને દિવસરાત યન્ત્રોનો જ વિચાર કર્યા કરનાર માનસને અંકુશ મેળવવાની ઘેલછા લાગી હોય છે — પણ એ અંકુશ બીજી બધી વસ્તુ પર હોય, માત્ર પોતાની ઉપર જ ન હોય, એમ તે ઇચ્છે છે. તેણે કુદરતનાં બળો પર જે અંકુશ મેળવ્યો છે તેની સાક્ષી તો આપણી આંખે દેખાતું દરેક યન્ત્ર પૂરે છે. પણ હવે તેને સમાજનાં બળો પર અંકુશ મેળવવો છે; ને તે પણ એની એ જ રીતે — એટલે કે 'સમસ્યા' રજૂ કરવી, તેનો 'ઉકેલ' બતાવવો, ને તેને બંધ બેસે એવું યન્ત્ર, તન્ત્ર કે ચોકઠું સમાજમાં ઊભું કરવું, એ પદ્ધતિએ — મેળવવો છે. આ કામને સારુ ગણી ન ગણાય એટલી યોજનાઓ અત્યારે ચર્ચાઈ રહી છે. એ સહુની રચનામાં નકલ યન્ત્રની જ કરવામાં આવી છે. 'નિયન્ત્રિત સમાજ', 'નિયન્ત્રિત અર્થવ્યવસ્થા', 'નિયન્ત્રિત નાણું', 'નિયન્ત્રિત ઉદ્યોગ', 'નિયન્ત્રિત પ્રજોત્પાદન' એ લોકપ્રિય મથાળાં ને પોકારો થઈ પડયાં છે, ને સહુ કોઈ તે ફેંકયે રાખે છે. કેટલાક માણસો સમાજ યન્ત્રબદ્ધ થઈ ગયો છે ને યન્ત્રો તેના પર સવાર થઈ બેઠાં છે એ વાતનો એક પળે બળાપો કરે છે, ને બીજી પળે તેને નવા નમૂનાના યન્ત્રને રવાડે ચડાવી દેવાની યોજના રજૂ કરે છે; એ બે વસ્તુનો મેળ કેવી રીતે ખાય? છતાં એવી વિચિત્ર સ્થિતિ આપણે આજે જોઈએ છીએ.

યંત્રપરાયણ માનસની આ ઝંખનાઓ, અને તેમાંથી નીપજતી 'અંકુશ' કે 'નિયમન'ની યોજનાઓ જે માણસોને માટે ઘડાઈ છે તે માણસો જો પોતાની ઉપર અંકુશ કે નિયમન રાખતાં નહીં શીખ્યા હોય, તો એ ઝંખનાઓ ને યોજનાઓનું પરિણામ તેમના જનકોએ ધાર્યું હશે એના કરતાં ઘણું વિપરીત જ આવશે, એમ કહેવાની વેળા હજુ વીતી ગઈ ગણાય ખરી? આત્મનિગ્રહનો આ જે ગુણ છે તે, 'સંતતિનિયમન'ની બાબતમાં શું કે બીજી કોઈ પણ બાબતમાં શું, કોઈ યાંત્રિક કરામતથી પ્રાપ્ત થઈ શકે એવો નથી. અત્યારે તો એ અંકુશ, નિયમન કે નિગ્રહનું તંત્ર જે જાતની સામુદાયિક નીતિભાવનાને

ધોરણે ચાલે છે તે ભાવનામાંથી જંગલીપણાના અંશે હજુ ગયા નથી. એટલે એ તંત્રનો કદી ન કરવા ધારેલો એવો ઉપયોગ કરવા માટે સપાટાબંધ એનો કાયાપલટો કરવામાં આવે, એવો ભય આજે નથી? પ્રાચીન માણસની પથ્થરની કુહાડીનું એવું રૂપાંતર નહોતું થયું? થોડાંક વરસ પર યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે આ શહેર (બરમિંગહામ વગેરે)નાં કારખાનાંની એ જ દશા નહોતી કરવામાં આવી? કોઈ પણ યોજના, તંત્ર, ચોકઠા, કે યંત્રપરાયણ માનસમાંથી નીપજેલી કોઈ પણ રચના પ્રમાણે 'અંકુશ' કે 'નિયમન' મેળવી શકાય, તે પહેલાં એ 'રચનાઓ'ના પ્રાણરૂપ જે મનુષ્ય છે તેને જ ફરી નવેસર કેળવણી આપવાને કંઈક મહેનત કરવી પડશે — એ વાત દીવા જેવી નથી?

યંત્રપરાયણ માનસવાળા યુગને 'વૈજ્ઞાનિક ઢબે નિયંત્રિત કરેલા' ને ઘડિયાળના કાંટા જેવી ચોકસાઈથી ચાલતા સમાજની કલ્પના એટલી આકર્ષક લાગે છે કે એના મોહને તે રોકી શકતો જ નથી. આવો યુગ તો અમરાપુરી વિષેનો પોતાનો આદર્શ આ પ્રકારનો જ ઘડી શકે. એવા સમાજના કામચલાઉ નમૂના તો આજે ઢગલાબંધ મળે છે. પણ કોઈ માણસ એવો ભ્રમ ન સેવે કે એ નમૂનાના જુદા જુદા ભાગને આપણે ઉપદેશ આપીશું કે 'તમે તમારા એકલાના સ્વાર્થને ગૌણ પદ આપો ને સમગ્ર સમાજના હિત તરફ લક્ષ આપો,' એટલે એ નમૂનાને ચાલતો કરી શકાશે. એ બધા ભાગમાં, અત્યારની સ્થિતિમાં, એવો ઉપદેશ સાંભળવાની ઇચ્છા છે એમ માની લઈએ તોપણ, તે સાંભળવાની શક્તિ તો બિલકુલ નથી. એ નમૂના ક્યારે ચાલે? એના જુદા જુદા ભાગોમાં અમુક આવશ્યક પ્રમાણમાં આત્મનિગ્રહ અને આત્મનિયમન હોય ત્યારે જ. પણ એ ગુણો અત્યારે તો એ ભાગોમાં નથી. ઍલ્ડરશૉટમાં થતી લશ્કરી કવાયતો કરવાનું જેમ નવેનવા ભરતી થયેલા કાચા માણસોનું ગજું નથી, તેમ આ ગુણો પ્રાપ્ત કરવાનું આ નમૂનાના ભાગોનું પણ અત્યારે તો ગજું નથી.

આ હકીકત તરફ યંત્રપરાયણ માનસ દુર્લક્ષ કરે છે. યંત્રો અને માણસો વચ્ચેનો ભેદ તે ભૂલી જાય છે; અને જે વસ્તુ માણસને નવેસર કેળવણી આપવાથી જ બની શકે એવી છે તે વસ્તુ તેઓ

સમાજનો સંચો સુધારીને સાધવા માગે છે. માણસને નવેસર કેળવવાનું હું કહું છું. કેમ કે દુઃખદ સત્ય એ છે કે અત્યારે જે કેળવણી અપાઈ રહી છે તેને તો યાંત્રિક ઢબની વિચારસરણીનો હદપારનો ચેપ લાગ્યો છે, અને એ વિચારસરણીના ઘણા અંશો સાથે તેને ઘણી પાકી એકગાંઠ છે. એટલે આજની કેળવણી આપણને યન્ત્રો માટેની ઘેલછામાંથી ઉગારવામાં ઝાઝી મદદ કરી શકે એમ નથી. સદ્ભાગ્યે હવે એવાં ચિહ્નો દેખાવા લાગ્યાં છે — તેમાંનાં થોડાંકનો ઉલ્લેખ હું આગળ ઉપર કરીશ — કે એ ક્ષેત્રમાં બળવો શરૂ થઈ ચૂક્યો છે ને તેનું જોર સારી પેઠે વધતું જાય છે. એ બળવાને શરૂ થવા માટે કેળવણી કરતાં વધુ આશાજનક ક્ષેત્ર કયું મળવાનું હતું?

## ૧૦. ફિલસૂફીમાં બળવો

આપણે સહુ રૂઢિવશ માનવીઓ હોઈ અમુક જૂને ચીલે ચાલવાને ટેવાયેલા છીએ. આપણું યન્ત્રપરાયણ ને યન્ત્રની પરિભાષામાં જ વિચાર કરનારું માનસ તો એ વસ્તુનો મોટામાં મોટો પુરાવો છે. એટલે જે પરમાત્મા આપણો જનક છે, વિધાતા છે, ને આપણાં જીવનનો નિયન્તા છે, તેને વખતોવખત સ્વતંત્ર વિચાર કરનાર સર્જનશીલ વિચારકોને આપણી વચ્ચે મોકલી તેમને છૂટા મૂકી દેવાની જરૂર ભાસતી હોય, તો તેમાં નવાઈ પામવા જેવું નથી. આવા વિચારકોનું જીવનકાર્ય એ હોય છે કે રૂઢિ યા ટેવોનાં પાણીને ડહોળી નાખવાં, ને આપણને તેનાં બંધનમાંથી નાસી છૂટવાને સિસકારવા. 'એકની એક ક્રિયા ફરી ફરીને કર્યાં જ કરનારા વિશ્વયન્ત્ર સામેના હુમલા'માં તેઓ અગ્રેસર હોય છે. એવા પુરુષો આપણા માનવસમાજમાં પ્રગટે એવી આશા ઘણી વાર ફોગટ હોય છે, પણ હંમેશાં નહીં. એવા એક વિચારકને વિષે હું ટૂંકામાં કહેવા માગું છું. યાન્ત્રિક ટેવોનો યુગ જ્યારે આથમશે — અને અચૂક આથમશે; માત્ર તે પોતાની પાછળ અપાર ને અમર મૂલ્યવાળો વારસો મૂકી જશે — ત્યારે આપણને એ યુગમાંથી બહાર નીકળવામાં મદદ કરનાર શક્તિઓની ગણનામાં મ. હાંરી બર્ગસોંના કાર્યને ઊંચું પદ આપવામાં આવશે, એ વિષે લવલેશ શંકા નથી.

હું માનું છું કે બર્ગસોંના કાર્યની આ દેશમાં પહેલવહેલી જાણ થઈ તે 'હાસ્ય' પરના તેમના એક નિબન્ધ દ્વારા. હાસ્યરસનું રહસ્ય શું છે તે સ્ફુટ કરવાનો, આપણે શા માટે હસીએ છીએ તે સમજાવવાનો, પ્રયત્ન તેમણે એ નિબન્ધમાં કર્યો હતો. તેઓ કહે છે કે जीवन ज्यारे ज्यारे यन्त्रनी नकल करे છે, જ્યાં જ્યાં માણસો પોતે યન્ત્રો હોય એવી રીતે વર્તે છે કે વર્તતા ભાસે છે ત્યાં અને ત્યારે, એવી સ્થિતિ જોઈ આપણને હસવું આવે છે. બીજા શબ્દોમાં બોલવું હોય તો કદાચ એમ કહી શકાય કે આપણે જ્યારે રૂઢિના દાસ બનીએ છીએ, ને એકના એક ચકરાવામાં ગોળ ગોળ ફર્યાં કરીએ છીએ, ત્યારે આપણો દેખાવ હાંસી ઉપજાવે એવો જ હોય છે. બર્ગસોંનું આ નાનકડું પુસ્તક વાંચનારામાંથી ઘણા એમ જોઈ શકેલા કે લેખકે એમાં જે સિદ્ધાન્તનું નિદર્શન કરાવ્યું છે તે સિદ્ધાન્તનો ઉપયોગ માત્ર હાસ્યરસની નિષ્પત્તિ સમજાવવા પૂરતો જ નથી; એ સિદ્ધાન્ત એથી ઘણા વિશાળ ક્ષેત્રમાં લાગુ પાડી શકાય એવો છે, એટલું જ નહીં પણ એમાંથી કરુણરસની નિષ્પત્તિનો પણ ખુલાસો મળી શકે છે એમ કહેવું અજુગતું ન ગણાય. આ વાચકોએ તે વેળા જ મનમાં એવો વિચાર કરેલો કે આપણે શા સારુ હસીએ છીએ તેનું કારણ તો આ સિદ્ધાન્ત આપણને સમજાવે જ છે; પણ, સાથે સાથે આપણે શા સારુ રડીએ છીએ તેનું કારણ પણ તે નથી સમજાવતો? જીવન યન્ત્રોનું દાસ બની ગયું છે, યન્ત્રોને શરણે જઈ બેઠું છે, એ સ્થિતિ જ્યારે નાનાં પૂતળાં કે ઢીંગલા ઢીંગલીના ખેલ જેવા નાનકડા પાયા પર દેખાય છે, ત્યારે આપણને ખડખડાટ હસવું આવે છે. પણ આખી માનવસંસ્કૃતિ, અથવા આખા યુગનો વિચારપ્રવાહ, એ વમળમાં ઘેરાય છે, ત્યારે તેમાંથી જે ઉત્પાતો ને આફતો પેદા થાય છે તે એટલાં બધાં ભીષણ હોય છે કે હસવું હસવાને ઠેકાણે રહી જાય છે. આપણા સુધારાએ મજૂરોને રહેવાનાં જે કંગાલ ઘોલકાં ને ગંદી ચાલો ને લડાઈઓ પેદા કરી છે, અનેક આશાઓ પર અધમ રીતે પાણી ફેરવ્યું છે ને જાતજાતના ગોટાળા ઊભા કરી મૂક્યા છે, એ જોતાં એને કરુણ અન્તવાળું નાટક કહેવું અયોગ્ય નહીં ગણાય. આપણા સામાજિક જીવનમાં સર્જકવૃત્તિનો લોપ

થતો જાય છે ને તેને ઠેકાણે યન્ત્રપરાયણ માનસ દાખલ થતું જાય છે, એ જ આ દુઃખદ સ્થિતિનું કંઈક અંશે કારણ છે, એમ ન કહી શકાય? આજે જે માનસિક નિરાશા, વિષાદ અને સંશયગ્રસ્ત દશા પ્રવર્તે છે તેની વાત હું શરૂઆતમાં જ કરી ગયો છું. એ દશા સર્જકવૃત્તિને દબાવવાને લીધે, તથા જીવનને એક અટપટા કોયડાનું યાન્ત્રિક રૂપ આપી દેવાને લીધે, નીપજવા પામી હોય એ પણ બનવા જોગ નથી?

હાસ્ય ઉપરના પુસ્તકમાં બર્ગસોંએ જે સિદ્ધાન્ત રજૂ કરેલો તેમાંથી હજુ કંઈક વધારે પરિણામ નીપજશે એવી આશા રખાઈ હતી. બર્ગસોંની ફિલસૂફીનો ત્યાર પછી જે વિકાસ થયો તેણે એ આશાને ફળીભૂત કરી છે. એમણે એ વિષયમાં જે કંઈ વિચારો દર્શાવ્યા છે તેનો સાર એક જ સાદા સૂત્રમાં આપવો હોય, તો એમ કહી શકાય કે "જે વસ્તુઓ જડ યન્ત્રોની છે તે યન્ત્રોને આપો, ને જે વસ્તુઓ ચેતનમય જીવનની છે તે જીવનને આપી દો." આની સાથે તેમણે ગર્ભિત રીતે એવી ચેતવણી પણ આપી છે કે જે વસ્તુઓ યન્ત્રની છે તે જીવનને આપવાથી કે જે વસ્તુઓ જીવનની છે તે યન્ત્રને આપવાથી નીતિ, ફિલસૂફી ને ધર્મમાં, એટલું જ નહીં પણ ભૌતિક ક્ષેત્રમાં પણ, ભારે આફત આવી પડવાનો ભય રહે છે. બર્ગસોં યન્ત્રરાજ આગળ મુજરો કરવાનું ચૂકતા નથી. તેઓ યન્ત્રોના શત્રુ નથી. તેઓ તો એટલું જ કહે છે કે યન્ત્રોનો સદુપયોગ થવો જોઈએ. નવસર્જન એ જીવનનો જે મુખ્ય હેતુ છે તેની સિદ્ધિમાં યન્ત્રો મદદ કરે, ને યન્ત્રો જીવનનાં સ્વામી નહીં પણ સેવક બને, એ એનો સદુપયોગ. જે જગતમાં જીવન પર યન્ત્રોનું સામ્રાજ્ય ચાલતું હોય તે જગત ઊંધે માથે ચાલે છે એમ કહેવાય. જીવન અને યન્ત્રનો એ સંબન્ધ ઉલટાવી નાખો; એટલે યન્ત્રો નિર્દોષ બની જાય છે, એટલું જ નહીં પણ આવશ્યક ને અનિવાર્ય થઈ પડે છે. બર્ગસોં જગત પાસે પોતાની ફિલસૂફીનો સ્વીકાર કરાવી શક્યા નથી. પણ ઘણા માણસો — જેમાં કેટલાક એમના શિષ્ય ગણાવાને ઓછામાં ઓછા ઉત્સુક એવા પણ છે — યન્ત્રોએ નાખેલા ધારણમાંથી હમણાં હમણાં

જાગ્યા હોય એવાં ચિહ્નો દેખાય છે; અને તેઓ યન્ત્રો ને ઇજનેરીની પરિભાષા વાપરવામાં અગાઉ કરતાં વધારે સાવચેતી રાખવા લાગ્યા છે.

યંત્રો સામે, અથવા વધારે ચોકસ શબ્દોમાં કહીએ તો યન્ત્રોની શિરજોરી સામે, ફિલસૂફીએ જે બળવો ઉઠાવ્યો છે તે એકલા બર્ગસોંનાં લખાણમાં જ દેખાઈ આવે છે એવું નથી. પણ મને લાગે છે એટલું તો નિઃશંકપણે કહી શકાય કે એમના 'સર્જનાત્મક વિકાસવાદ' (ક્રિએટીવ ઇવોલ્યૂશન) નામના મહાગ્રંથે તથા તે પહેલાં પ્રસિદ્ધ થયેલાં તેમનાં બીજાં પુસ્તકોએ યન્ત્રો સામેના બળવાને જેટલો વેગ આપ્યો છે તેટલો અગાઉનાં કોઈ પણ લખાણોએ આપ્યો નહોતો. બર્ગસોંનાં લખાણો એક મુક્તિદાયક શક્તિ છે; અને તેનો પ્રભાવ એમના શિષ્ય-સંપ્રદાયની બહાર ઘણા મોટા સમુદાય પર પડ્યો છે. એની અસર માણસોનાં હૃદય પર સોંસરી પડવા પામી છે. અને એ લખાણોએ જો કે આપણને હજુ અમરાપુરી લગી પહોંચાડ્યા નથી એ ખરું (કઈ ફિલસૂફી આપણને ત્યાં લગી પહોંચાડી શકવાની છે?); છતાં જે જાલિમ હાકેમે આપણને કેદખાનામાં પૂરી રાખ્યા છે તેનું સિંહાસન તો એણે ડોલાવી નાખ્યું છે જ, એમાં જરાયે શંકા નથી.

## ૧૧. વિજ્ઞાનમાં બળવાના ભણકારા

વિજ્ઞાનના ક્ષેત્રમાં હમણાં હમણાં જૂના પ્રચલિત મતોથી વિરુદ્ધ જે નવા નવા મતો એકાએક નીકળ્યા છે તેને માટે બર્ગસોં કંઇક પણ અંશે જવાબદાર છે એમ કહેવાનું સાહસ હું નહીં કરું; તેમ જ એ જવાબદાર નથી એમ કહેવાની પણ હામ નહીં ભીડું. એ ગમે તેમ હો, યન્ત્રો સામેના બળવાના ભણકારા એકલી ફિલસૂફીના ક્ષેત્રમાં જ સ્પષ્ટ સંભળાય છે એવું નથી. ભૌતિક વિજ્ઞાનો એક કાળે યન્ત્રો વિષેની શ્રદ્ધાના અચળગઢ જેવાં હતાં; અને હજુ પણ એ કિલ્લો કાયમ છે, છતાં એનો બચાવ કંઇક ઓછા ઝનૂનથી થઈ રહ્યો છે. એ વિજ્ઞાનનાં ક્ષેત્રોમાં પણ નવમતવાદીએ માથું ઊંચક્યું છે ને પ્રચલિત વિચારોથી ઊલટા વિચારો પ્રગટ કર્યા છે. વળી એ રૂઢિભંજકો બહુ પ્રતિષ્ઠિત માણસો છે. જગતના ઉપાદાનરૂપ જે જડ દ્રવ્ય છે તેની હમણાં હમણાં થયેલી પરીક્ષા પરથી તેમાં કેટલાક ગુણધર્મો એવા દેખાઈ

આવ્યા છે જેને ચૈતન્યના ગુણધર્મોથી જુદા ગણવાનું મામૂલી માણસોને મુશ્કેલ થઈ પડે. વળી વિજ્ઞાનની પ્રયોગશાળાઓમાં તો એવી અફવાઓ પણ ચાલી રહી છે — જો કે એ સાચી છે એવું હજુ સત્તાવાર રીતે જાહેર નથી થયું — કે વિશ્વનું જે કારણદ્રવ્ય છે તે સદાસર્વદા અમુક અવિચળ નિયમોને અનુસરીને જ વર્તે છે એવું નથી; ક્યારેક ક્યારેક તે નિયમની મર્યાદા તોડી મનસ્વીપણે પણ વર્તે છે. વિજ્ઞાનના ક્ષેત્રમાં આવી શોધ કરવી કે આવા મતનું પ્રતિપાદન કરવું એ એવો ઘોર પ્રણાલિકાભંગ છે કે વિશ્વમાં અવિચળ નિયમોનું જ સામ્રાજ્ય પ્રવર્તે છે ને તેમાં કશો અપવાદ હોઈ શકે જ નહીં એમ માનનાર રૂઢિપૂજકો તેમની કબરોમાં પણ — જ્યાં એમાંના ઘણાખરા તો પહોંચી ગયા છે — આ નવી વાત સાંભળીને ફફડી ઊઠશે.

દાખલા તરીકે આઈનસ્ટાઈનનો સિદ્ધાન્ત લો; તેમ જ સર આરથર એડિંગટન અને સર જેમ્સ જીન્સનાં લખાણોમાં એ સિદ્ધાન્તનાં જે વિસ્તાર અને રૂપાન્તરો થયાં છે તેનો વિચાર કરો. આ નિષ્ણાતોના મતનું નામ દેવામાં પણ હું એવા ક્ષેત્રમાં પ્રવેશ કરું છું જ્યાં ડગ દેતાં દેવદૂતોએ સુધ્ધાં સાવચેતી રાખવી ઘટે છે. પણ મેં આ અઘરા સિદ્ધાન્તો સમજવાનો યથાશક્તિ પ્રયત્ન કર્યો છે; અને તેમ કરતાં મને સ્પષ્ટ દેખાય છે કે, એ સિદ્ધાન્તો દ્વારા, વિજ્ઞાનના પ્રચલિત ને દૃઢમૂલ થયેલા મતોની સામે બળવો જગવવામાં આવ્યો છે; એટલું જ નહીં પણ એ બળવો એક નવું ને અતિશય મહત્ત્વનું રૂપ ધારણ કરી રહ્યો છે. એનું સ્વરૂપ ઊંડા ઊતરીને તપાસીએ, તો એમ દેખાય છે કે ભૌતિક વિજ્ઞાન જે યન્ત્રોનો ઉપયોગ કરે છે તે યન્ત્રોની શિરજોરી સામે જ વિજ્ઞાને પોતે ઉઠાવેલો એ બળવો છે.

કેમ કે, એક વસ્તુ આપણે કદી ભૂલવા જેવી નથી. વિજ્ઞાન દુનિયાનાં અનેક જુદાંજુદાં કામ માટે નવાંનવાં યન્ત્રો બનાવે તો છે જ, પણ તે ઉપરાંત તે પોતાના પ્રયોગોમાં પણ યન્ત્રોનો ઉપયોગ ઘણો કરે છે. આપણા યુગના વૈજ્ઞાનિકને યન્ત્રો પર જેટલો આધાર રાખવો પડે છે તેટલો આજના જમાનાના બીજા કોઈ પણ કારીગરને રાખવો પડતો નથી. માત્ર આ હકીકત પૂરતી નજરે ચડતી નથી,

એનું કારણ એ છે કે વૈજ્ઞાનિકો પોતાનાં યન્ત્રોને 'સાધનો' કે 'ઉપકરણો' જેવું ગૌરવવાળું નામ આપે છે. એ ઉપકરણોની રચનામાં અદ્‌ભુત નાજુકાઈ હોય છે, ને તેઓ જે પરિણામ આપે છે (એટલે કે તેના વડે વૈજ્ઞાનિકો જે હકીકતો મેળવે છે) તે હેરત પમાડે એટલી ચોકસ હોય છે; છતાં એ ઉપકરણો પણ યન્ત્રો જ હોય છે એ વિષે કશી શંકા નથી. આપણો વૈજ્ઞાનિક — વિજ્ઞાનની શોધોનો વહેવારમાં ઉપયોગ કરનાર જ નહીં, પણ શુદ્ધ જ્ઞાનપ્રાપ્તિને ખાતર વિજ્ઞાનના પ્રયોગો ને તાત્ત્વિક શોધખોળ કરનાર વૈજ્ઞાનિક પણ — બહુ ખરા અર્થમાં यंत्रोनी देखरेख राखवानुं જ કામ કરે છે. મિ. ફોર્ડના કારખાનામાં ગોળગોળ ફરતા ચામડાના પટાને પડખે ઊભા રહી રોજરોજ તેની ચોકી કરનાર મજૂરો કરતાં આ વૈજ્ઞાનિકનું, યન્ત્રની દેખરેખનું, કામ ઊંચા પ્રકારનું છે એ વાત નિઃસંશય છે. વૈજ્ઞાનિકની 'દેખરેખ' એ અતિ સૂક્ષ્મ ક્રિયા છે, અને તે જે યન્ત્રની 'દેખરેખ' રાખે છે — દાખલા તરીકે પ્રકાશનો વેગ માપનારાં — તેની રચના વધારે નાજુક હોય છે. છતાં આપણાં મોટાંમોટાં કારખાનાંમાં જે એંજિનો ને 'ડાયનેમો' ગર્જના ને ધુધવાટા કરે છે તેના કરતાં આ નાનકડાં ને નાજુક યન્ત્રોની શક્તિ તેમના પોતાના ક્ષેત્રમાં કંઈ ઊતરે એવી નથી હોતી. જે માણસે આજના જમાનાની કોઈ પણ વેધશાળા કે પ્રયોગશાળાની મુલાકાત લીધી હશે; અને ત્યાં માપવા, તોળવા, પૃથક્કરણ કરવા ને નોંધ કરવા માટે — એટલે કે કુદરતની કરામતો પકડી પાડવા, ને જગતના પાયામાં જે રહસ્યો છુપાયેલાં પડ્યાં છે તે પ્રકાશમાં લાવવા માટે — વૈજ્ઞાનિકો યન્ત્રો વડે ચાલતાં જે સાધનો કે ઉપકરણો વાપરે છે તેની અદ્‌ભુત ગોઠવણી જોઈ હશે; એટલું જ નહીં પણ એ બધું જોઈને, એનો અર્થ શો તેને વિષે ઊંડો વિચાર કર્યો હશે; તે તો ના નહીં જ પાડી શકે કે આધુનિક વિજ્ઞાન એ મોટે ભાગે યન્ત્રોની દેખરેખ જ છે; આ જાતનાં યન્ત્રોની 'દેખરેખ' રાખવા માટે ઘણા ઊંચા પ્રકારની બુદ્ધિની જરૂર પડે છે એ વાત જુદી.

એટલે, ભૌતિક વિજ્ઞાન જે રૂપમાં આ કારખાનાંમાંથી નીકળીને બહાર પડે છે (અને આપણી વેધશાળાઓ ને પ્રયોગશાળાઓ વસ્તુતાએ

તો કારખાનાં જ છે) તે રૂપને જો બારીકાઈથી તપાસીએ, તો એ વિજ્ઞાન યન્ત્રોની નિપજાવેલી પેદાશ છે એમ દેખાય છે. અને એમ દેખાય છે એમાં નવાઈ પણ શી છે? વળી વૈજ્ઞાનિકનું મન મોટે ભાગે યન્ત્રોની દેખરેખ રાખવામાં જ રોકાયેલું હોય છે; એટલે જે વસ્તુની જોડે એ વૈજ્ઞાનિક રાતદિવસ કામ કરે છે તે વસ્તુનો રંગ એના મનને લાગે છે. પરિણામે એનું મન યન્ત્રપરાયણ બની જાય છે, ને યન્ત્રોની પરિભાષામાં જ વિચાર કરે છે, એમાં પણ શી નવાઈ છે? એ વૈજ્ઞાનિકને પોતાના માનસની યન્ત્રપરાયણતાનું જ્યારે માન થાય (અને એ માન થવાને લીધે વસ્તુસ્થિતિમાં કેટલો બધો ફરક પડે છે એ તો આપણે અગાઉ જોઈ ગયા) ત્યારે તે ક્યાંક ક્યાંક એની સામે માથું ઊંચું કરે, એમાં પણ શી નવાઈ? દાખલા તરીકે, સર આરથર એડિંગટન બહુ ગંભીર વાણીમાં કહે છે કે ત્રાજવું કે ગજ જે તોલમાપ આપે છે તે પરથી સત્પદાર્થનું યથાર્થતમ જ્ઞાન થાય છે એમ માની લેવાનું નથી. એક ખગોળશાસ્ત્રીએ મને થોડા દિવસ પર કહેલું કે અમેરિકામાં માઉન્ટ વિલસન પર ગોઠવેલાં યન્ત્રો દ્વારા આપણી બુદ્ધિને વિશ્વનું જે જ્ઞાન થાય છે તે વિશ્વ વેધશાળાએ સરજેલું છે; અને તેથી એ વિશ્વનું પારમાર્થિક જ્ઞાન કરાવે છે એમ ન કહી શકાય; એ જ્ઞાન મર્યાદિત પ્રમાણમાં જ સાચું છે.

આ વસ્તુઓ યન્ત્રો સામે બળવો જાગ્યાની સાક્ષી પૂરે છે. એ બળવાની સાથે અમુક અંશમાં સામ્ય ધરાવતી ને એ જ દિશામાં ચાલી રહેલી એક બીજી પણ હિલચાલ છે. તેનો સંબન્ધ યન્ત્રોની દેખરેખના જરા ઓછા રસિક પ્રકારની સાથે છે. એ હિલચાલ આપણાં મોટાં શહેરોમાં જે દીનદલિત ને લૂંટાયેલો જનસમૂહ છે—જેની પાસેથી સર્જનશક્તિ અજમાવવાનો તેનો જન્મસિદ્ધ હક યન્ત્રોના આગમન પછી લૂંટી લેવામાં આવ્યો છે—તે જનસમૂહમાં ચાલી રહી છે. એ શ્રમજીવી મજૂરોને જ્યારે પોતાની ખરી સ્થિતિનું માન થાય છે ત્યારે તેઓ પણ બેચેન બની જાય છે ને બળવો જગવે છે. પણ એ બળવાની હિલચાલ વિષે વધારે વિસ્તારથી કહેવા જેટલાં સ્થળ અને સમય મારી પાસે અત્યારે નથી; એટલે મારે બીજા વિષયો પર આવવું રહ્યું.

વ્યાખ્યાન ૨જું

# યંત્રો સર્વવ્યાપી પણ ગૌણ

## ૧. શત્રુ પ્રત્યે પ્રેમ

ગયા વ્યાખ્યાનમાં મેં એક હકીકત તરફ તમારું ધ્યાન ખેંચ્યું હતું. તે એ કે મનુષ્યનું જીવન, અને તેના સર્વશ્રેષ્ઠ આવિષ્કારરૂપ ધર્મ, એ બંનેની સામે જ્યારે विरोध के अवरोध करनारी कोअी वस्तु હોય ત્યારે જ તે પોતાનું સર્જનકાર્ય કરી શકે છે, ને નવસર્જન કરવાનું પોતાનું જે ધ્યેય છે તે સાધી શકે છે. મેં એમ પણ કહેલું કે પંખીની સામે હવાનો જે અવરોધ હોય છે, શિલ્પીની સામે કઠણ આરસનો જે અવરોધ હોય છે, પશ્ચાત્તાપ કરનાર પાપીની સામે તેના વિષયવિકારરૂપી આસુરી સંપતનો જે અવરોધ હોય છે, તે અવરોધનો નાશ કરવાનો નથી હોતો. પણ તેને શત્રુમાંથી મિત્ર બનાવવાનો છે. પંખી, શિલ્પી, અને પસ્તાતો પાપી, વ્હાઇટહેડ કહે છે તેમ, 'એકની એક ક્રિયા કર્યાં કરનારા વિશ્વયન્ત્રની સામે હુમલો' કરવામાં રોકાયેલાં છે એ ખરું. પણ તેમનો ઉદ્દેશ એ યન્ત્રને તાબેદાર બનાવી પોતાના અનંત સર્જનકાર્યમાં તેનો ઉપયોગ કરી લેવાનો જ હોય છે.

ઇસુ ખ્રિસ્તે તેમના ગિરિપ્રવચનમાં આપણને પડકારીને કહેલું કે 'શત્રુ પ્રત્યે પણ પ્રેમ રાખો.' એનો ઊંડો અર્થ પણ ઉપર કહ્યો તેવો તો ન હોય? એમ કરવું માણસને માટે અશક્ય દેખાય છે, છતાં એમણે એ ઉપદેશ આપેલો. એકલા માણસ માણસ વચ્ચેના સંબંધને લાગુ પાડીએ, તો એ ઉપદેશનો અર્થ સમજવો અશક્ય જેવો લાગે છે. પણ આખા સચરાચર વિશ્વ પરત્વે એ ઉપદેશ છે એમ માનીએ, તો તે દીવા જેવો સ્પષ્ટ ભાસે છે; ને એમાં સમાયેલા સનાતન સત્યની ભવ્યતાનું દર્શન આપણને થવા પામે છે. મને તો પાકો અંદેશો છે કે એનો આ વિશાળ અર્થ જ ઇસુએ કલ્પ્યો હોવો જોઈએ. ભૌતિક

વિજ્ઞાન, ફિલસૂફી, ખ્રિસ્તી ધર્મ, અને માણસમાત્રનો રોજેરોજનો અનુભવ, એ સહુ જો કોઈ એક સત્યની સાક્ષી પૂરે છે એમ કહી શકાય, તો તે સત્ય આ લાગે છે: કુદરત, કલા, અને મનુષ્યસ્વભાવ એ સર્વમાં રહેલી આખી સર્જનક્રિયાનું રહસ્ય એ છે કે 'શત્રુ પ્રત્યે પ્રેમ રાખવો'; અને, એમ કરીને, જે વસ્તુ વિરોધ કે અવરોધ કરનાર છે તેને સર્જનકાર્યમાં સાધનરૂપ બનાવવી. જડ દ્રવ્યમાંથી ચેતન ઊપજે છે, ચેતનમાંથી બુદ્ધિતત્ત્વ પેદા થાય છે, પંખી ઊંચે આકાશમાં ઊડે છે, અને આત્મા ઊર્ધ્વગામી બનીને પરમાત્મા પ્રત્યે પ્રયાણ કરે છે, એ સર્વ ક્રિયાઓનું રહસ્ય આ જ છે. અને ખુદ ઈશ્વરનો પોતાનો પ્રેમ પણ એ જાતનો જ હોય એ બનવાજોગ નથી? 'આપણે પાપી હતા ત્યારે પણ તેણે આપણા પ્રત્યે પ્રેમ દર્શાવ્યો,' એ વચનનો અર્થ પણ એથી બીજો શો હોઈ શકે?

યન્ત્રપ્રધાન યુગમાં ધર્મનું સ્થાન અને કર્તવ્ય શું એને વિષે મેં જે કંઈ કહ્યું ને હજુ મારે જે કહેવાનું છે તે બધાની ચાવી આ વિચારોમાં રહેલી છે. તેમના પોતપોતાના ક્ષેત્રમાં ધર્મ અને યન્ત્રો એ બંનેના પ્રવાહ એકબીજાથી ઊલટી દિશામાં ચાલી રહેલા છે, એ નિર્વિવાદ છે. ધર્મ એ જીવનનું સર્વોચ્ચ રૂપ પ્રગટ થતું હોઈ, તે 'યન્ત્રોની સામે હુમલો' તો કરે છે, પણ એ હુમલો તે 'શત્રુ પ્રત્યે પ્રેમ રાખવાની' ભાવનાપૂર્વક કરે છે; તે એટલે સુધી કે 'પાપરૂપી અસુર', જે યન્ત્રયુગનો દેવ છે ને જે ધર્મનો કટ્ટામાં કટ્ટો શત્રુ છે, તેની સાથે પણ 'મિત્રતા બાંધે છે.' યંત્રોના યુગનું જે સ્વરૂપ છે ને તેનાં જે કંઈ કામો છે — તેની સિદ્ધિઓ ને કાર્યપદ્ધતિઓ, તેની સંપત્તિ ને શક્તિ, એટલું જ નહીં પણ તેનાં પાપ, ક્લેશ અને દુઃખો — એ બધાંને એક સમગ્ર દૃષ્ટિએ જોતાં મને તો એવી કલ્પના આવે છે કે, પંખીને માટે જેમ હવા, તરનારને માટે પાણી, ને શિલ્પીને માટે પથ્થરરૂપી વિરોધ કે અવરોધની જરૂર રહે છે તેમ, આ યન્ત્રયુગનો વિરોધ કે અવરોધ થાય છે એટલા માટે જ, મનુષ્યમાં રહેલી સર્જકવૃત્તિ — જે ધર્મમાં ગતિ પ્રેરનાર શક્તિ છે — તે ચમત્કાર કરે છે, અને ઊંચે ઊડીને સ્વર્ગમાં તેનું જે સ્વધામ છે ત્યાં લગી પહોંચે છે.

આટલી તો રૂપરેખા થઈ. હવે માત્ર મારે એ રૂપરેખામાં કેટલાંક અગત્યનાં સ્થળોએ રંગ પૂરવાનું જ બાકી રહે છે. એથી વધારે કંઈ મારાથી બની શકે એમ નથી.

## ૨. ધર્મને તન્ત્ર ગમતું નથી

ધર્મ સ્વભાવતઃ સર્જનશીલ હોઈ સ્વતન્ત્રતા એ તેના શ્વાસોચ્છ્વાસ સમાન છે. 'એ પવન જ્યાં ફાવે ત્યાં વાય છે, ને તું તેનો અવાજ સાંભળી શકે છે,' એમ બાઇબલમાં એક જગાએ કહ્યું છે. એ અવાજ સાગરના ઘુઘવાટ જેવો હોય છે. બીજી બાજુ યન્ત્રોના ક્ષેત્રમાં સ્વતંત્રતાને બિલકુલ અવકાશ હોતો નથી. ત્યાં અચળ ને અનિવાર્ય નિયમનું જ સામ્રાજ્ય બધે પ્રવર્તે છે. યન્ત્રની સામાન્ય રચના જે ઢબે થઈ હોય ને તેની ગતિ જે ઢબે ચાલી શકે એવી હોય તે ઢબે જ તેના જુદા જુદા ભાગોને ચાલવું પડે છે. ઘડિયાળ જેવાં ભૌતિક યન્ત્રો, કૂચ કરતી પલટણો જેવાં માનવી યન્ત્રો, ને સાંપ્રદાયિક આચારો જેવાં બૌદ્ધિક યન્ત્રો, એ સર્વને આ વાત લાગુ પડે છે. ઘડિયાળનાં ચક્રને ગમે તેમ ચાલવાની છૂટ નથી આપી શકાતી. કૂચ કરતી પલટણમાં એકલદોકલ સૈનિકને મરજી ફાવે ત્યાં ને તે રીતે જવાની છૂટ નથી હોતી. નિશ્ચિત ને કડક આચારવિચારવાળા સંપ્રદાયને અનુસરનાર આસ્થાવાન માણસને નવા ને અજ્ઞાત વિચારો અપનાવવાનું સાહસ કરવાની છૂટ નથી અપાતી. એ બધાંને જે તન્ત્ર કે ચોકઠું ઘડી આપ્યું હોય તેની મર્યાદામાં રહીને જ તેમને હાલવું, ચાલવું ને વિચારવું પડે છે. એમણે એમના ચોકઠાના નિયમો કહે તેમ કરવું રહ્યું, પોતાની મરજીમાં આવે તેમ નહીં. ઘડિયાળને ચાલવા દેવું હોય, પલટણને કૂચ કરવા દેવી હોય, ને સંપ્રદાયને ટકવા દેવો હોય, તો એ દેખીતી રીતે આવશ્યક પણ છે. એમાંના કોઈ પણ ભાગ કે અંગને મરજી પ્રમાણે ચાલવા દો, અથવા બીજા શબ્દમાં કહીએ તો મૌલિક કે સર્જનશીલ બનવા દો, તો આખો સંચો ખોટકી પડે છે; ઘડિયાળ બંધ પડે છે, પલટણ વેરણછેરણ થઈ જાય છે, સંપ્રદાય તૂટવા લાગે છે.

આત્માની સર્જનશીલ વૃત્તિને યન્ત્રની — તન્ત્ર કે સંપ્રદાયની — જડતા વડે દાબી દેવાનો પ્રયાસ જ્યારે જ્યારે થાય છે, ત્યારે ત્યારે

વહેલોમોડો બળવો થયા વિના રહેતો નથી. આચારવિચારના નિયમોનું જે તન્ત્ર અન્તિમ હોવાનો દાવો કરે છે ને કશા ફેરફારો કરવા તૈયાર નથી હોતું તેનાથી ધર્મ હંમેશાં અકળાઈ જાય છે. અમુક સાધ્યને માટે સાધન તરીકે એ તન્ત્રનો ઉપયોગ કરવા તે રાજી હોય છે ખરો, પણ તેની બળજબરીને વશ થઈ જીવનના કોઈ જડ ચોકઠામાં પુરાવા તે રાજી નથી હોતો. ધર્મને કાલમાપક યન્ત્ર (ક્રૉનૉમિટર)ની પેઠે ચલાવી નથી શકાતો. જગતની કોઈ પણ શક્તિ, વિચારમાં કે આચારમાં, ધર્મની પાસે પરાણે કે બળજબરીથી કશું કરાવી શકતી નથી. અજાણ્યા સમુદ્રની સફરે નીકળનાર નાવિકની પેઠે ધર્મને પણ પોતાની ગતિનો તાગ કાઢવા માટે કાલમાપક યન્ત્રની જરૂર પડે છે; અને જેણે એ યન્ત્ર શોધ્યું તે માણસનો એ પાડ માને છે. પણ તેનો પોતાનો રસ્તો તો ઊંડા મહાસાગરમાં છે. કાલમાપક યન્ત્ર એ સફરમાં તેનું સેવક છે, સ્વામી નથી.

એ આજની સ્થિતિ છે. ધર્મ અને વિજ્ઞાન વચ્ચેના ઝઘડા વિષે આપણે ઘણું સાંભળીએ છીએ. પણ મને લાગે છે એનું એ વર્ણન ખોટું છે. એ ઝઘડાના મૂળ સુધી ઊતરીએ, તો આપણને ખબર પડે કે ધર્મ વિજ્ઞાનનો નહીં પણ યન્ત્રોના જુલ્મનો વિરોધ કરે છે. વિજ્ઞાન પોતાના કામકાજમાં એ યન્ત્રોનો ઉપયોગ કરે છે એ યોગ્ય છે; પણ કેટલીક વાર પોતાના નિર્ણયો પર એ યન્ત્રોની શિરજોરી ચાલવા દે છે એ ખોટું છે. સમગ્ર વિશ્વમાં યન્ત્રોનું જે સ્થાન છે, તે ધર્મમાં ધર્મશાસ્ત્રરૂપી તન્ત્રનું છે. એ યન્ત્ર અથવા તન્ત્ર હંમેશાં મોજૂદ હોય છે ખરું, પણ જે સર્જનશક્તિ તેનો ઉપયોગ કરે છે તેનું તે હંમેશાં અનુચર બનીને રહે છે. એ સંબંધને ઉલટાવો, કે તરત બળવો ફાટી નીકળ્યો સમજો.

### ૩. ધર્મની ગતિ અકળ છે

યન્ત્ર જ્યારે સંપૂર્ણ હોય ત્યારે અમુક પરિસ્થિતિમાં તે કેવી રીતે ચાલશે એની ચોકસ આગાહી કરી શકાય છે. 'કન્ડેન્સર'માં અમુક પ્રમાણમાં વરાળ છોડવામાં આવે, કે 'ઍક્સીલરેટર' પર અમુક દબાણ મૂકવામાં આવે, તો અમુક પરિસ્થિતિમાં યન્ત્ર શું કામ કરશે

તે આપણે જાણીએ છીએ. પણ પૂર્ણ પુરુષને વિષે, કે મહાપુરુષને વિષે, કે સાધારણ માણસને વિષે પણ, તે અમુક સંજોગોમાં કેવી રીતે વર્તશે એની આગાહી બહુ જ ઓછી થઈ શકે છે. આહાર કે આબોહવાના અમુક ફેરફારની અસર તેના શરીર પર કેવી થશે એની આગાહી વૈદકશાસ્ત્ર કદાચ કરી શકે ખરું (જો કે ખેદની વાત છે કે એ પણ તે કંઈક અચોકસાઈથી કરે છે); પણ તેના મન, ચારિત્ર, અથવા કામ પર, કે તેની કળા પર એની શી અસર થવા પામશે તેનું તો અનુમાન જ કરી શકાય છે; ને કેટલીક વાર તો તે પણ નથી કરી શકાતું. 'ઈસુ ખ્રિસ્ત જો શિકાગોમાં આવે' (અથવા તો બરમિંગહામમાં આવે) તો શું થાય એ કોઈ જાણતું નથી; જો કે કેટલાકે પોતે જાણતા હોવાનો ડોળ કર્યો છે. તે જ પ્રમાણે, યુરીપીડીસ હૅંપસ્ટેડ પરામાં જન્મ્યો હોત, ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં ભણ્યો હોત, ને અધ્યાપક ગિલબર્ટ મરેની સાથે કોઈએ તેની ઓળખાણ કરાવી હોત, તો તેણે કેવા પ્રકારનાં નાટક લખ્યાં હોત એ વિષે તર્કો દોડાવવા એ પણ એટલું જ ફોગટ છે. કોઈ શેક્સપિયર જ્યારે નાટક લખવાનો વ્યવસાય હાથમાં લે, ત્યારે તે હવે પછી કયું નાટક લખશે એની આગાહી કોણ કરી શકે? આખી દુનિયાના માનસશાસ્ત્રીઓની મહાસભા મળે તોપણ ન કરી શકે. કોઈ બિટોવન જ્યારે સંગીત રચવાનું કામ હાથમાં લે, ત્યારે તે કેવું સંગીત રચશે એની આગાહી કયું વિજ્ઞાન કરી શકે? તેનાં પહેલાં ચાર ગીતો સાંભળ્યા પછી, પાંચમું ગીત શું આવશે તેની આગાહી કયો ભવિષ્યવેત્તા કરી શકે એમ છે? એનું પાંચમું ગીત સાંભળ્યા પછી એક અતિ ભાવિક પુરુષ, જે ફિલસૂફ પણ છે, તેમણે કહેલું મને યાદ છે: "ઈશ્વરે પોતે જ્યારે આ ગીત પહેલવહેલાં સાંભળ્યું હશે ત્યારે તેને પણ સાનંદાશ્ચર્ય થયું હશે." વળી એકલા પ્રતિભાશાળી પુરુષનાં કામોને વિષે જ અગાઉથી કશી આગાહી કરવી અશક્ય છે એવું નથી. આપણે અહીં ભેગાં મળેલાં જે માણસો છીએ તેને ચોકસ ખબર છે ખરી કે આપણું કોઈ સ્વજન એકાએક સ્વર્ગવાસ પામે અથવા તો આપણને એકાએક મોટી દોલત મળી જાય તો આપણે શું કરીએ? જાણીએ

છીએ એમ આપણે કદાચ માનતાં હોઈએ, પણ હું કહું છું કે આપણે નથી જાણતાં. મોટી દોલત મળે તો એ જોખમ લેવા ઘણાં રાજી થાય એમ હું માનું છું. પણ સ્વજનના આકસ્મિક મરણને વિષે શું?

જગતમાં એક વાર એક એવો પુરુષ થઈ ગયો જેને ઘણા પૂર્ણ પુરુષ માને છે, ને મહાપુરુષ તરીકે તો સૌ નમન કરે છે. તેણે પોતાની કાર્યપદ્ધતિનું કેવું વર્ણન કર્યું છે તે સાંભળો: "ઈશ્વરનું રાજ્ય નિરીક્ષણથી આવતું નથી." "જેમ વીજળી પૂર્વમાંથી આવે છે ને પશ્ચિમમાં ઝબૂકે છે, તેવી રીતે જ માનવપુત્રનું આગમન થશે." "લોકો તમને કહે કે 'જુઓ, એ રણમાં છે,' તો ત્યાં જશો નહીં. લોકો કહે કે 'તે ગુપ્ત આવાસમાં છે,' તો તે ખરું માનશો નહીં." "એ દિવસ ને ઘડીપળને વિષે કોઈ માણસ જાણતું નથી. સ્વર્ગના ફિરસ્તા પણ જાણતા નથી. એકલો મારો પિતા જ જાણે છે." એ યન્ત્રની ભાષા નથી. એ તો આત્માની ભાષા છે — સર્વ યુગમાં ધર્મ એવી જ ભાષા વાપરે છે. ધર્મ હવે પછી કેવું રૂપ ધારણ કરશે એની આગાહી કોઈ આજ લગી કદી કરી શકયું નથી, ને કોઈથી કદી કરી શકાવાની પણ નથી. થોડા વખતથી ઘણા ભવિષ્યવેત્તાઓ ધર્મની કુંડળી બનાવી, જોશ જોઈ, તેનું ભવિષ્ય કહેવાની ભાંજગડમાં પડ્યા છે. કેટલાક કહે છે કે ધર્મને હવે પછી અધ્યાત્મશાસ્ત્રરૂપી રણમાં રવડવાનું નિર્માયેલું છે. બીજા કેટલાક કહે છે કે તેને અંતરદર્શી માનસશાસ્ત્રરૂપી 'ગુપ્ત આવાસ'માં વસવાનું છે. ત્રીજા કેટલાક કહે છે કે ધર્મના જીવનની ઇતિશ્રી આવી પહોંચી છે, એટલે તેનું ભવિષ્ય કહેવાપણું રહેતું જ નથી. એમની કોઈની પાછળ ન જશો; એમનું કહેવું સાચું ન માનશો! જે વીજળી પૂર્વમાંથી આવે છે ને પશ્ચિમમાં ઝબૂકે છે તે કોઈ પણ માનવીનો — માનસશાસ્ત્રીનો પણ — હુકમ સાંભળતી નથી.

### ૪. બુદ્ધિનો સંભ્રમ ને તેનો ઉપાય

આપણે જે યુગમાં રહીએ છીએ તેમાં જીવનના પ્રયોજન વિષે, તથા જગતના પ્રયોજન વિષે, માણસોની બુદ્ધિ ભારે સંભ્રમમાં પડેલી

છે. અને જ્યાં જ્યાં આ વસ્તુઓ વિષે બૌદ્ધિક સંભ્રમ હોય ત્યાં બધે સાથે નૈતિક સંભ્રમ પણ પેદા થવાનો જ. આ સંભ્રમ વસ્તુતઃ કંઈ નવી વસ્તુ નથી; અથવા, કહો કે, કેટલાક કહે છે એટલી નવી નથી. એવો કાળ કદી નહોતો જ્યારે વિચારશીલ માણસો જગતના પ્રયોજન વિષે કે જીવનના પ્રયોજન વિષે બધા એક જ મત ધરાવતા હોય. પણ એટલું ખરું કે આપણા પૂર્વજો કરતાં આપણને એ સંભ્રમનું ભાન વધારે છે; અને, હું તમને ફરી યાદ દેવડાવું છું કે, આપણને કોઈ વસ્તુનું ભાન હોય તો એને લીધે એની સાથેના આપણા સંબન્ધમાં ઘણો જ ફરક પડી જાય છે. આપણા સંભ્રમોને પહેલાં મળતી એના કરતાં ઘણી વધારે પ્રસિદ્ધિ આજે મળે છે. આપણે એને વિષે વાતો વધારે કરીએ છીએ. તેની જાહેરાત વધારે થાય છે. અને મને લાગે છે આપણામાં કેટલાક એવા પણ છે જેઓ આ સંભ્રમનો — ખાસ કરીને નૈતિક સંભ્રમનો — સાહિત્યના કામ માટે ગેરલાભ લે છે; અને એમાંથી સારી પેઠે કમાણી કરે છે. મેં તો એવી પણ સૂચના ગંભીરપણે થતી સાંભળી છે કે જેમ આખા જગતની આર્થિક પરિષદ ભરાઈ, તેવી રીતે, જગતના પ્રયોજન વિષે તથા માનવજીવનના પ્રયોજન વિષે એક વાર કાયમનો નિર્ણય કરવા માટે, આપણે આખા જગતના ફિલસૂફીના નિષ્ણાતોની પરિષદ બોલાવવી જોઈએ.

હું પોતે આ સૂચનાની તરફેણમાં નથી. કેમ તે કહું.

જે ફિલસૂફીઓ જગતનું સ્વરૂપ, તેનું રહસ્ય, ને તેનું પ્રયોજન એ બધું સાવ સ્પષ્ટ કરીને સમજાવે છે તે ફિલસૂફીઓમાં જગતને નીરસ બનાવવાનું વલણ હોય છે; એ હકીકત જરા ધ્યાન ખેંચે એવી નથી? આવી જ ટીકા શેતાનને મોઢે કરાવેલી મેં ક્યાંક વાંચી છે — મને લાગે છે કોઈ રશિયન નવલકથામાં વાંચેલી. શેતાનને કોઈ મહેણું મારતું હતું કે "તારામાં ચતુરાઈ તો ઘણી છે, પણ તું કંઈ સર્વજ્ઞ નથી." શેતાને જવાબ આપ્યો: "હું જો સર્વજ્ઞ બનું તો તો પછી મને ચતુરાઈ બતાવવાની તક મળવા ન પામે; હું જે ઉત્પાતો ઊભા કરું છું તેમાંથી મને જે આનંદ અને આહ્લાદ અત્યારે મળે છે તે પછી ન મળે; અને મને એટલો બધો કંટાળો આવે કે હું તો મરી

જ જાઉં." કેટલીક ફિલસૂફીઓ વિશ્વમાં કશી ગૂઢતા છે જ નહીં એમ કહે છે, ને તેના બધા ભેદ ઉકેલી બતાવે છે — દાખલા તરીકે હરબર્ટ સ્પેન્સરની ફિલસૂફી લો. તે કહે છે કે વિશ્વ એ જડ દ્રવ્યનું બનેલું, નિરંતર ગતિવાળું, ને આપોઆપ ચાલતું, એક યન્ત્ર જ છે. અથવા હેગલની ફિલસૂફી લો. તે કહે છે કે વિશ્વ અમુક તર્કસિદ્ધ ક્રમે જ ચાલે છે, ને એ ક્રમ પણ આપોઆપ જ ચાલ્યાં કરે છે. મારે કબૂલ કરવું જોઈએ કે આ ફિલસૂફીઓથી શેતાનના મન પર પડેલી તેવી જ અસર મારા મન પર પડે છે. ઉપર ગણાવી તે બે ફિલસૂફીમાંથી એક જો સાચી ઠરે તો દુર્ભાગ્યની વાત ગણાશે, એમ મને લાગે છે. ફિલસૂફીના મારા ઘણા સહાધ્યાયીઓએ મને કહ્યું છે કે એમનાં પોતાનાં મનમાં પણ એવી જ લાગણી છે. સ્પેન્સર અને હેગલની ફિલસૂફીઓમાં બીજી બાબતો પરત્વે ઘણા ભેદ છે; પણ આ એક બાબતમાં તેઓ એકમત હોય એમ દેખાય છે: તે બંને વિશ્વને તેને ઊંચે પદેથી ઉતારી સાવ મામૂલી વસ્તુ બનાવી દે છે. વિશ્વમાં જો જડ દ્રવ્ય ને ગતિ એ બે સિવાય બીજું કશું ન હોય, તો એ સાવ મામૂલી ભૌતિક — એટલે કે જડ, ચેતનહીન — વસ્તુ બની. તે જો અમુક નિશ્ચિત તર્કસિદ્ધ ક્રમે જ ચાલતી હોય, ને તેની ગતિ કેવળ તર્કથી કળી શકાતી હોય, તો તે સાવ મામૂલી આધ્યાત્મિક — એટલે કે સચેતન — વસ્તુ બની. એ બંને સ્થિતિમાં તે સરખી નીરસ તો બની જ ગઈ. જે વસ્તુ સાવ મામૂલી ને શુષ્ક હોય તેને 'આધ્યાત્મિક' વિશેષણ લગાડવાથી કંઈ તે રસમય બની જતી નથી.

આપણા ખગોળશાસ્ત્રીઓ થોડા વખતથી કહેવા લાગ્યા છે કે પરમ સત્યને ગણિતના સમીકરણ દ્વારા સંપૂર્ણ રીતે વર્ણવી શકાય છે. એ વાંચીને મને ઉપર કહી એવી જ લાગણી ઊપજે છે. એ વાત સાંભળીને આપણે નિરાશ થતા નથી, ને સહેજ કંટાળતા પણ નથી? બીજી બાજુ મ. બર્ગસોં ને તેમનો 'સર્જનાત્મક વિકાસ' (ક્રીએટીવ ઇવોલ્યૂશન)નો સિદ્ધાન્ત લો; અથવા તો અધ્યાપક લૉઈડ મોરગન અને તેમનો 'ઇમરજંટ ઇવોલ્યૂશન'નો સિદ્ધાન્ત લો. એ બંને સિદ્ધાન્ત વિશ્વના બંધારણમાં કંઈક અદ્‌ભુત તત્ત્વ, કંઈક

સાહસ, કંઈક કાવ્ય દાખલ કરે છે. આપણે એ સિદ્ધાન્તો જોવા સમજવા બેસીએ છીએ ત્યારે, પેલી બીજી ફિલસૂફીઓએ આપણી જે પ્રસન્નતા હરી લીધી હતી તે આપણને પાછી મળવા લાગે છે. પેલી ફિલસૂફીએ વિશ્વરચના ને તેના પ્રયોજન વિષે જે ખુલાસા આપેલા તેના કરતાં આ નવી ફિલસૂફીઓ જે ખુલાસા આપે છે તે — તેમાં રહેલા અદ્ભુતતા, સાહસ કે કાવ્યના તત્ત્વને લીધે — ઓછા સ્પષ્ટ બન્યા છે એ ખરું. છતાં આ ફિલસૂફો આપણો બૌદ્ધિક કંટાળો દૂર કરે છે, એ જોઈને આપણે એમને મુક્તિદાતા તરીકે વધાવી લઈએ છીએ. તમે જો વિશ્વને નીરસ બનાવો, તો એ વિશ્વમાં આપણે માણસો જે જીવન ગાળીએ છીએ તે પણ નીરસ બન્યા વિના ન જ રહે. એથી ઊલટું, તમે જો વિશ્વને રસમય બનાવો, તો તેનો રસ, તેની અદ્ભુતતા, તેનું સાહસ, ને તેનું કાવ્ય એ સર્વનું પ્રતિબિંબ માનવજીવનમાં પડ્યા વિના ન જ રહે. એકંદરે જોતાં એમ દેખાય છે કે એક તરફ સંપૂર્ણપણે કળી ને સમજી શકાય એવું પણ નીરસ લાગનારું વિશ્વ, અને બીજી તરફ રસિક પણ કંઈક અંશે અકળ એવું વિશ્વ, બેની વચ્ચે આપણે પસંદગી કરવાની રહે છે.

આપણા જમાનામાં જે બૌદ્ધિક સંભ્રમ ચાલી રહેલો છે તેનું પણ એવું જ છે. એમાંથી કંઈક વ્યવસ્થા ને એકમતી પેદા કરી શકાય તો સારું એમ તો આપણને સહેજે લાગે. પણ એ વ્યવસ્થામાં ને એકમતીમાં કોઈ પણ વસ્તુ સહેજ પણ વિક્ષેપ પાડી શકે નહીં એવી સંપૂર્ણ ને કડક આપણે એની યોજના કરીએ, તો તરત જ આપણને જીવન નિઃસાર લાગવા માંડે છે; અને વિશ્વની એકલસૂરી નીરસતામાંથી આપણને છોડવે એવો કંઈક ચમત્કાર વિશ્વમાં ઊપજે તો કેવું સારું થાય, એવો તલસાટ આપણાં મનમાં પેદા થાય છે. ચમત્કારો વિષેની ઘણીખરી વાર્તાઓ આ જ રીતે પેદા થવા પામી છે.

### ૫. રૂઢિવિરોધના ફાયદા

દાખલા તરીકે એવી કલ્પના કરો કે તમે જે જગતમાં રહો છો તેમાં અપવાદ વિના એકેએક માણસ ઈશ્વર, આત્મસ્વાતંત્ર્ય ને અમૃતત્વ

વિષે આસ્થા ધરાવે છે; અને તેનો એમ માનીને સ્વીકાર કરે છે કે આંકના પાડા કે ત્રિકોણના ગુણની પેઠે આ તત્ત્વો પણ અચળ છે ને તેને વિષે વિવાદ હોઈ શકે જ નહીં. થોડી વાર પછી એવી કલ્પના કરો કે તમે જે જગતમાં રહો છો તેમાં કોઈ—તમે પોતે કે બીજું કોઈ પણ — એ તત્ત્વો વિષે આસ્થા ધરાવતું નથી. આ બે પરિસ્થિતિમાં — કંઈ નહીં તો માત્ર રસની દૃષ્ટિએ જોતાં — કશો ફરક પડે છે ખરો? એનાં પરિણામ સરવાળે લગભગ સરખાં નથી હોતાં? ઈશ્વરની હસ્તી વિષે બુદ્ધિપૂર્વક શંકા ઉઠાવવાની બધી જ શક્યતા કાયમની દૂર કરવામાં આવે, તો પછી ઈશ્વર વિષેની આસ્તિકતાનો ઝાઝો અર્થ રહે ખરો? બીજી બાજુ, ઈશ્વરની હસ્તી વિષે આસ્તિકતા ધરાવવાનો બિલકુલ અવકાશ જ માણસને માટે ન હોય, તો તેને વિષે અનાસ્થા કે નાસ્તિકતા રાખવાનો પણ કંઈ ઝાઝો અર્થ રહે છે ખરો? મને ઉપર કહેલા બેમાંથી એકે પ્રકારના જગતમાં રહેવાની જરાયે ઇચ્છા નથી. એટલે, મારા મિત્રો જ્યારે આધુનિક જગતમાં ચાલી રહેલા બૌદ્ધિક સંભ્રમને વિષે મારી આગળ ગમગીન અવાજે વાતો કરે છે, ત્યારે મારાથી તેમને પૂછ્યા વિના નથી રહેવાતું કે "તો તમારે જોઈએ છે શું?" માણસમાત્ર આસ્તિક હોય, કે માણસમાત્ર નાસ્તિક હોય, એ જાતની સંપૂર્ણ ને નિરપવાદ બૌદ્ધિક એકતા તો નથી જ જોઈતી. માણસમાત્ર પોતાની બુદ્ધિ વડે એક જ રૂઢ વિચાર કબૂલ રાખે ને બધા એક જ પ્રકારનું આચરણ કરે, એ તો એથીયે ઓછું રુચિકર છે. ઇમિરસને કહેલું: "જેને માણસ બનવું હોય તે રૂઢિનો વિરોધ કરે." આ વિચિત્ર દેખાતું વચન કંઈક અંશે સાચું નથી? આધુનિક વિચારોમાં અતિશય સંભ્રમ ને ગોટાળો છે એમાં શંકા નથી. પણ બૌદ્ધિક જીવન જેટલું રસમય, અદ્ભુત, સાહસપૂર્ણ, ને કેટલેક સ્થળે કાવ્યમય આજે છે તેટલું કોઈ પણ કાળે હતું ખરું? કેટલીક વાર આપણે આ સંભ્રમ, ગોટાળો ને અનવસ્થા જોઈને હેબતાઈ જઈએ છીએ ને દુઃખ પામીએ છીએ. છતાં એનું વળતર બીજી એક વાતથી વળી રહેતું નથી? 'હું જો સર્વજ્ઞ બનું તો મને એટલો બધો કંટાળો આવે કે હું તો મરી જ જાઉં,' એવી બીક શેતાનને હતી; પણ તેવી બીક આજે કોઈ બુદ્ધિશાળી

માણસને રહેવાનું કારણ નથી. જેમાં માણસમાત્ર એકસરખાં આસ્તિક કે એકસરખાં નાસ્તિક હોય; જેમાં ઈશ્વર, આત્મસ્વાતંત્ર્ય ને અમૃતત્વને વિષે માણસમાત્ર એકસરખા વિચાર ધરાવતા હોય; એવા જગતમાં રહેવાનો અનુભવ આપણામાંથી કોઈને મળ્યો નથી. આપણા પૂર્વજો- માંથી કોઈને મળ્યો નથી. માણસમાત્ર નિરપવાદપણે એક જ ધર્મ, એક જ ફિલસૂફી, એક જ નીતિનિયમ, એક જ પ્રકારનું સૃષ્ટિવિજ્ઞાન સ્વીકારતા હોત તો આપણી જિંદગી કેવી થઈ પડત તે નથી આપણા પૂર્વજોએ જાણ્યું, નથી આપણે જાણ્યું. એવું જગત આપણને સર્વાંશે રુચિકર થઈ પડે કે કેમ એ વિષે મને શંકા છે. "જેને માણસ બનવું હોય તે રૂઢિનો વિરોધ કરે," એ ઈમરસનના વચનમાં રહેલું સત્ય આપણે ગળે ન ઊતર્યું હોય, તો આવા જગતમાં આપણે રહેવા વારો આવે ત્યારે ઊતરે.

## ૧. મનુષ્ય અનંતત્વનો યાત્રી

આપણને એમ કહેવામાં આવે છે કે માણસનું મન એકતાને ઝંખે છે ને શોધે છે. ખરી વાત. પણ એ એકતા જે ક્ષણે મળી તે ક્ષણે જ એ મન વિવિધતા તરફ દોડી જાય છે. મનુષ્યનું મન વ્યવસ્થાને શોધે છે ખરું; પણ એ વ્યવસ્થા જે ક્ષણે સ્થપાય તે ક્ષણે જ તે ટીકા કરીને એ વ્યવસ્થામાં ખલેલ પાડે છે. સમાજમાં સુવ્યવસ્થિત નિયમોનું તન્ત્ર, ફિલસૂફીમાં સુવ્યવસ્થિત વિચારોનું તન્ત્ર, એમ દરેક ક્ષેત્રમાં સુવ્યવસ્થા ને તન્ત્રને માટે મનુષ્યનું મન તલસે છે ખરું. પણ એ તન્ત્ર મળતાંવાંત તે બેચેન થઈ જાય છે; એ તન્ત્રમાં વિક્ષેપ પાડે એવા સુધારા કરવા મંડી પડે છે; અને એથીયે સારું તન્ત્ર માગે છે. એકતા, વ્યવસ્થા, તન્ત્ર, એ બધી વસ્તુઓ માણસનું મન માગે છે એમાં ના નથી. પણ તેમાંની એકેને વળગીને તે લાંબો વખત બેસી રહેતું નથી. આપણાં તન્ત્રો, રૂઢિઓ, દર્શનો, સંપ્રદાયો, એ બધાં ધર્મશાળા કે મુસાફરખાનાં જેવાં છે. વટેમાર્ગુ માલધારી ત્યાં રાત ગાળે છે, ઊંઘ કાઢી થાક ઉતારે છે, અને પોતે ને પોતાનાં પશુ વિશ્રાન્તિ લઈ તાજાં થાય એટલે બીજે દહાડે સવારે નવા નવા મુલકો જોવા ખૂંદવાની પોતાની અનંત યાત્રા આગળ ચલાવે છે. આધુનિક વિચારોના

અટપટા ગોટાળામાં જેમ આપણામાંના ઘણાને રસ્તો જડતો નથી, એમ જ્યારે એ પ્રવાસી ભૂલો પડે છે ત્યારે કોઈ વિશ્રાન્તિ આપે એવી ધર્મશાળા કે સરાઈને માટે તેનું મન ઝંખે છે. ઘડીભર તેને લાગે છે કે 'આવું કોઈ સુરક્ષિત સ્થળ જોવામાં આવે તો કાયમનો ત્યાં જ રહી જાઉં, ને આવાં વસમાં ને વિટંબણાથી ભરેલાં ભ્રમણો કરવા ફરી કદી નીકળું જ નહીં.' પણ તે રાતે ઊંઘીને થાક ઉતારે એટલી રાહ જુઓ, તો તે ફરી પાછો રસ્તા પર ઊભેલો, નવા નવા પ્રદેશોને પ્રવાસે નીકળી પડેલો, ને પોતાનાં ઊંટની આગળ પાછળ પોતે ચાલતો, તમારી નજરે પડશે. એકતા, વ્યવસ્થા, તંત્ર—એ બધાંને માણસનું મન સારાં ગણે છે એ સાચું. પણ એ એકેની દીવાલોમાં બંદી બનીને પડી રહેવાની તે ના પાડે છે. તે આ કારાગૃહોને તોડી બહાર નીકળી જાય છે. આ જ નહીં પણ બીજાં તમામ કારાગૃહોના સળિયા તોડીને તે બહાર નીકળી પડે છે. સાહસ એ આપણા આ માનવી મનનો જન્મસિદ્ધ સ્વભાવ છે! તેને ઘડપણ આવ્યું હોય, દિવસનો સૂરજ આથમીને સંધ્યાકાળ થયો હોય, ને તેના વીતી ગયેલા જીવનની સિદ્ધિઓ પર રાતના ઓળા ઊતરવા લાગ્યા હોય, ત્યારે પણ તમે એને પકડો, તો તમે શું જોશો ? તે વિશાળ મહાસાગરની સફરે ફરીવાર નીકળી પડવા તેના સોબતીઓને હાકલ કરતું હશે, ને ટેનીસનના 'યુલીસીસ' કાવ્યની આ કડીઓ મુક્ત કંઠે લલકારતું હશે:

"મૃત્યુ આ સર્વની સમાપ્તિ લાવે છે. પણ એ અન્ત આવે તે પહેલાં દેવોની સાથે જેમણે સંગ્રામ ખેલ્યો એવા પુરુષોને છાજે એવું, કંઈક ઉદાત્ત ઉજ્જવલ કાર્ય હજુ કરી શકાય એમ છે. ગિરિમાળ પરથી દીવડાં ઝબૂકવા લાગ્યાં છે: લાંબો દિવસ આથમવા આવ્યો છે: ચંદ્રમા ધીમેધીમે ગગનમાં ચડતો જાય છે: સાગર અનેક અવાજે ઘેરું ઘેરું ગાન કરે છે. આવો, મિત્રો, હજુ અસૂરું થયું નથી. એક નવી દુનિયા શોધવાની વેળા વીતી ગઈ નથી."

આધુનિક વિચારોનાં વમળમાં આપણે સપડાઈએ છીએ ત્યારે આપણને ઘણી વાર ગભરાટ છૂટે છે. આપણને લાગે છે કે આપણે તેમ જ બીજા સહુ માણસો ભૂલા પડેલા છીએ ને આપણને રસ્તો જડતો નથી. આપણે એવી માગણી કરીએ છીએ કે આખા જગતના

ફિલસૂફો ને વૈજ્ઞાનિકોની 'પરિષદ' ભરાય; અને તે આપણને વિશ્વના પ્રયોજનને વિષે કંઈક એવો વિચાર — એવી ફિલસૂફી — આપે જે આપણે સહુ નિઃશંકપણે સ્વીકારી શકીએ. આપણે જે વખતે આવા ગભરાટમાં પડેલા હોઈએ તે પળે આપણે થંભી જવું જોઈએ, ને વિચાર કરવો જોઈએ કે આપણે કેવા પ્રકારના માણસો છીએ. આપણે સ્વભાવતઃ સર્જનશીલ માણસો છીએ; અને સર્જનશીલ થવા માટે આપણે અમુક પ્રમાણમાં ગભરાટ વેઠવારૂપી કિંમત આપ્યે જ છૂટકો છે. જગતના વૈજ્ઞાનિકોની કે બીજા નિષ્ણાતોની કોઈ પણ 'પરિષદ' આપણને ફિલસૂફીનો કે જીવનનો પૂરેપૂરી વિગતવાળો નકશો આપી શકે એમ નથી. આપણે સર્વાંશે યંત્રને પરવશ પડેલાં મનુષ્યો હોત, તો વાત જુદી હતી. તો આપણી હિંમતને માટે કંઈ ક્ષેત્ર ન રહેત; આપણી કલ્પનાને વિહરવાનો કશો અવકાશ ન મળત; આપણી ઇચ્છાશક્તિને કશો પડકાર ન થાત; વીરતા, ને તેની જોડકી બહેન કલા, એમનો જન્મ જ ન થવા પામત; 'સ્વર્ગીય સ્તોત્ર' ગાનાર કોઈ કવિ ન પેદા થાત; ને ગેથસીમેઈન તથા વધસ્તંભને માર્ગે પ્રયાણ કરનાર કોઈ ઈસુ ખ્રિસ્ત ન નીકળત. નીતિશાસ્ત્રના નિષ્ણાતોની વિશ્વપરિષદે એવાં કામોને મંજૂરી કદી ન આપી હોત! આપણા 'કોયડા' એ રીતે 'ઊકલે' એવી અપેક્ષા આપણે રાખીએ છીએ, ત્યારે શું આપણે યાંત્રિક ઢબે ને યંત્રોની પરિભાષામાં જ વિચાર કરવાની ટેવને વશ નથી થતા, આપણે કેવા પ્રકારના મનુષ્યો છીએ તે ભૂલી નથી જતા, ને જે વસ્તુઓ સ્વભાવતઃ ભિન્ન છે તેને ભેળસેળ નથી કરી દેતા? કારખાનામાં બનેલી એક જ ઢબની ચીજો — જેવી કે ઘડિયાળ અથવા રોટી — ની પેઠે આપણી માન્યતાઓ પણ આપણને બનાવીને તૈયાર પૂરી પાડવામાં આવે, એવી માગણી આપણે નથી કરતા? ઈશ્વર અથવા આત્મસ્વાતંત્ર્ય અથવા અમૃતત્વ વિષેની આપણી આસ્થાઓ જો આપણને એ રીતે મળી હોત, તો તેને આસ્થા કહેવામાં કશો અર્થ રહેત ખરો? આપણી આસ્થાઓની ઉત્પત્તિમાં આપણી પોતાની હિંમત કશો ફાળો ન આપતી હોય, એ આસ્થાઓ ઊપજ્યા પછી તેને ટકાવી રાખવાને જરા પણ પ્રયત્નની

જરૂર ન પડતી હોય, જો તે ચાવી ચડાવેલા ઘડિયાળની પેઠે આપોઆપ જ ચાલ્યાં કરતી હોય, તો તેમાં કશું મૂલ્ય રહે ખરું? તેમાં કશો અર્થ રહે ખરો?

### ૭. ધર્મશ્રદ્ધા કેમ બદલાય છે

ધાર્મિક આસ્થાઓને વિષે એક મુદ્દો જાણવા જેવો છે. આપણે એ આસ્થાઓને દૃઢતાથી ન વળગી રહીએ, તો આપણે એ આસ્થાઓ ધરાવીએ છીએ એમ ભાગ્યે જ કહી શકાય. એ આસ્થાઓ પરની આપણી પકડ ઢીલી પડે કે છૂટી જાય, તો એ આસ્થાઓ ભાંગીને અલોપ થઈ જાય. એ આસ્થાઓનો સામનો કરનારું તત્ત્વ જગતમાં હંમેશ મોજૂદ હોય છે. આપણે એને છૂટી મૂકીને જવા દઈએ, તો એ તત્ત્વ તેને આપણી પાસેથી લઈ જશે. એ તત્ત્વને લીધે એ આસ્થાઓને નિરંતર દૃઢ બનાવવાની રહે છે, ને પ્રતિદિન તે જાણે નવેસર પ્રાપ્ત કરવી પડે છે. અને વિચિત્ર વાત એ છે કે અનાસ્થાની બાબતમાં પણ એ જ વસ્તુ લાગુ પડે છે. કોઈ કહે કે 'ઈશ્વર છે', તો તેના રદિયારૂપે 'ઈશ્વર નથી' એમ કહેવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. તે સિવાય એવી નાસ્તિકતા જાહેર કરવાનું કાંઈ પ્રયોજન રહેતું નથી. આ વિચાર કરતાં, આપણને પેલા મરવા પડેલા અજ્ઞેયવાદીનું સ્મરણ થાય છે. તેણે અંતકાળે આશ્વાસન મેળવવા બીજા એક અજ્ઞેયવાદીને બોલાવ્યો. આશ્વાસન આપનારે કહ્યું: "એને વળગી રહેજે, ટૉમ." ટૉમે ડચકિયું ખાઈને કહ્યું: "હા, પણ દુર્ભાગ્યે એવું કંઈ છે જ નહીં જેને હું વળગી રહું." "એને વળગી રહેવું," એના પરની તમારી પકડ મજબૂત રાખવી, એ વસ્તુ જેને આસ્થા કે અનાસ્થા કહી શકાય તેમાં અનિવાર્ય હોય છે. 'મજબૂત' શબ્દ અર્થવાહી છે. જે વસ્તુ સાવ મામૂલી હોય, આપોઆપ દેખાતી હોય, તેને વિષેની આપણી આસ્થાને વર્ણવવા માટે આપણે કંઈ 'મજબૂત' શબ્દ ન વાપરીએ. એવી આસ્થાઓ જાહેર કરવાની મુદ્દલ તકલીફ જ આપણે નથી લેતા. સાવ મામૂલી વસ્તુને વિષે આપણે મંત્રનો જાપ કરી તેનું રટણ નથી કરતા. આંકના પાડા, ગુરુત્વાકર્ષણનો નિયમ, દરરોજ થતો સૂર્યાસ્ત, એ વસ્તુઓ વિષેની

આસ્થા જાહેરમાં પોકારીને પછી જ આપણે રોજનું કામ શરૂ કરવું, એવી સૂચના જો કોઈ કરે તો તે કેવી બેહૂદી લાગે! પણ આપણી ધાર્મિક આસ્થાઓમાં એવું કંઈક તત્ત્વ છે જે કહે છે કે આપણે જો આસ્થાઓને યત્કિંચિત્ પણ સેવવી હોય તો આપણે તેને મજબૂત પકડી રાખવી જોઈએ; આપણી આસ્થાઓમાં રહેલા એ તત્ત્વનો નિરંતર પુનરુચ્ચાર કરવો જરૂરનો હોય છે; 'હું પરમેશ્વરને — સર્વશક્તિમાન પિતા, અને સ્વર્ગ તથા પૃથ્વીના સરજનહારને — માનું છું,' એમ આપણે ઊભા થઈને ઊંચે અવાજે પોકારીએ, એ આ તત્ત્વને લીધે યોગ્ય ને સહેતુક ગણાય છે. આપણા ધર્મસિદ્ધાન્તોનો જે પાઠ આપણે કરીએ છીએ તે કોઈ અદૃશ્ય પ્રતિપક્ષીને જે સંશયો ફૂટી નીકળવા ટાંપી રહેલા છે તે સંશયોને, જે દલીલોનો જવાબ આપવો મુશ્કેલ છે તે દલીલોને — ઉદ્દેશીને કરેલા પડકારરૂપ નથી? આપણી શ્રદ્ધાનો રણાંગણ પર ભેટો કરવા, ને તેના ઘા સામે ઘા કરવા, તત્પર હોય એવી સર્વ વસ્તુઓને આપેલું એ નિમંત્રણ નથી? એ પણ વિરોધ કે અવરોધની સામે ટક્કર ઝીલીને ટકી રહેવાનો જ દાખલો છે.

એટલે, એકંદરે, મારું મન તો એમ માનવા તરફ ઝૂકે છે કે આજના જમાનામાં વિચારોનો જે સંભ્રમ કે ગોટાળો છે તે, ઘણી વાર જણાવવામાં આવે છે એવી નરી બૂરાઈ નથી.

## ૮. ઈશ્વરને ગૌણ પદ

આપણા પોતાના ધર્મનો ઇતિહાસ આ બધાનો સરસ દાખલો પૂરો પાડે છે; જોકે ઇતર ધર્મોમાંથી પણ એના દાખલા મળી શકે એમ છે. ખ્રિસ્તી ધર્મ એ મૂળે તો યહૂદી ધર્મશાસ્ત્રીઓ ને ધર્માધિકારીઓની યાન્ત્રિક આચારજડતા સામે જગાવેલા બળવારૂપ હતો. પ્રેમે શાસ્ત્ર અને રૂઢિનાં બંધન તોડી નાખ્યાં; અને ઇસુ ખ્રિસ્તના રૂપમાં 'નવી સૃષ્ટિ'એ દેખા દીધી. પણ ખ્રિસ્તી ધર્મે એ બેડીમાંથી છૂટયા પછી થોડા જ વખતમાં પાછી બીજી બેડી સ્વીકારી. કાળે કરીને કૅથલિક ધર્મસંઘનું સુવ્યવસ્થિત તન્ત્ર ઊભું થયું; કડક ઇશ્વરવાદ અને ધર્માધિકારીઓની સત્તાના નિયમોનો ઘડિયાળ જેવો સંચો તૈયાર થયો;

તેમાં ધાર્મિક મતો ચોકસ રૂપમાં લખાયા, ને કડક આચારોની પાકી શૃંખલાઓ રચાઈ. તેની સામે જે બળવો થયો તેમાંથી પ્રૉટેસ્ટંટ સુધારાનો જન્મ થયો. પણ ફરી પાછી એની એ જ ઘટમાળ ચાલી. પ્રૉટેસ્ટંટો એક તન્ત્રમાંથી છૂટા થયા કે તરત જ તેમણે જુદા નમૂના પર બીજાં તન્ત્રો રચવા માંડયાં. એ તન્ત્રો કૅથલિક તન્ત્રના કરતાં ભાગ્યે જ ઓછાં કડક હતાં, પણ તેમાં સખતાઈ ઓછી હતી, કેમ કે એ સંપ્રદાયમાં ભાગલા ઘણા હતા. પ્રૉટેસ્ટંટ સંપ્રદાયે ઘણા જુદા જુદા ફિરકા બનાવ્યા, ને દરેક ફિરકાનું નોખું નોખું તન્ત્ર રચાયું. પછી ધીરેધીરે, પહેલાંની પેઠે, એ તન્ત્રોએ તન્ત્રબદ્ધ ધર્મને ખાઈ જવાનું શરૂ કર્યું. તન્ત્રો બળવાન થઈ પડયાં; અને ધર્મના જે પ્રાણનાં રક્ષા ને સંગોપન માટે તંત્રની રચના કરવામાં આવી હતી તે પ્રાણ ક્ષીણ થયો; નિયમબદ્ધ તન્ત્ર તેને માથે ચડી વાગ્યું.

આ ક્રિયા અનેક રૂપ ધારણ કરે છે. એમાંનાં કેટલાંક અહીં ગણાવું. ઈશ્વરના સ્વરૂપ વિષેનો વાદ ધર્મને ગળી જવા માંડે છે. પેગંબરને પરમેશ્વર સાથે પ્રત્યક્ષ પરિચય હોય છે, ને તે પરમેશ્વર સાથે મોઢામોઢ વાતચીત કરે છે. તેનું સ્થાન આગળ જતાં દર્શનશાસ્ત્રના વિદ્વાનનો પરોક્ષ પરિચય લે છે. પહેલાં ઈશ્વરનું દર્શન ધર્મના પ્રાણરૂપ ગણાતું ને તેની સાધના થતી; તેને બદલે ધર્મના શાસ્ત્રગ્રન્થોનો અભ્યાસ થવા લાગે છે. એક કાળે જ્યાં ભવ્ય સત્યોની સાક્ષાત્ મૂર્તિઓ વિચરતી હતી ત્યાં પડછાયા જેવાં ભૂતપ્રેત ભમે છે ને બબડે છે; સાપ ગયા ને લિસોટા રહ્યા એના જેવી સ્થિતિ થાય છે. જડ નિયમો પ્રતિભા ને પ્રેરણાને ગૂંગળાવી નાખે છે. પ્રાણને ઠેકાણે બુદ્ધિની ઉપાસના થાય છે; પ્રેમનું સ્થાન વાદવિવાદ લે છે; ઈસુની ઉદારતાનું સ્થાન સંપ્રદાયોની સ્વાર્થી વૃત્તિ લે છે; ધર્મની જ્યોત સભાસમિતિઓ ને પરિષદોમાં હોલાઈ જાય છે; સંસારસુખ મેળવવાના પ્રયત્ન આડે પરમાત્મપ્રાપ્તિનો પુરુષાર્થ ભુલાઈ જાય છે; માલમતાની માલિકી, ભંડારોના વહીવટ, ને અધિકારોની વહેંચણીની જંજાળ આડે અદૃશ્ય એવું ઈશ્વરતત્ત્વ વિસારે પડે છે. યન્ત્ર અથવા તન્ત્ર સર્વોપરી ને ઈશ્વર તાબેદાર બની જાય છે. આપણા પ્રૉટેસ્ટંટ સંપ્રદાયના ઇતિહાસનો કેટલો મોટો ભાગ આ ક્રમમાં

ચાલ્યો છે! અને, મેં કહ્યું તેમ, એને અન્તે તન્ત્ર સર્વોપરી ને ઈશ્વર ગૌણ બની ગયાં છે.

પણ પ્રૉટેસ્ટંટ સંપ્રદાયે રચેલાં આચારવિચારનાં કડક બંધનો સર્જનશક્તિને સાવ હણી શક્યાં નહોતાં; અને બળવાની આગ નિરંતર ફરી ફરી ફાટી નીકળતી હતી. દાખલા તરીકે જ્યૉર્જ ફૉક્સ નામનો એક ક્વેકર થઈ ગયો. તે ભક્ત હતો. તે, ઘાસની ગંજી પર ચડીને, 'મિનારાવાળાં દેવળો'થી ભરેલા યાન્ત્રિક ધર્મની ઝાટકણી કાઢતો, અને ગરીબ માણસોને 'પ્રકાશના અનન્ત સાગર' વિષે ઉપદેશ આપતો. વેસ્લી કરીને બીજો એક પુરુષ થઈ ગયો. તેણે ધર્મમાં નવી જાગૃતિ આણી ને એના હોલાવા આવેલા અગ્નિને ફરી સતેજ કરવા માટે ઘોડા પર બેસી કુલ લાખેક માઈલના પ્રવાસ કર્યા. તે પછી ન્યૂમૅન થયો. તેણે અનેક પત્રિકાઓ લખી, અને સંપ્રદાયનાં જડ બંધનોને તોડ્યાં. એવા તો બીજા કેટલાયે થયા હશે તેમનાં નામ હું જાણતો નથી. એ બધા અશાન્ત ને અસ્વસ્થ જીવો હતા; કારાગૃહોને તોડનારા હતા; યન્ત્રો સામે ચૈતન્યે કરેલા હુમલામાં અગ્રેસર હતા.

અને એ જ વસ્તુ આજે આપણી આસપાસ ચોમેર ચાલી રહેલી છે. આચારવિચારના જડ, યાન્ત્રિક, કડક નિયમોના જુલમ સામે આધુનિક નવમતવાદોની હિલચાલો ચાલી રહી છે. સાહિત્યમાં, કલામાં, ધર્મશાસ્ત્રમાં, ફિલસૂફીમાં, અને હવે વિજ્ઞાનમાં પણ, જૂનો ચીલો છોડી સ્વૈરવિહાર કરવાની—અંતરનો પ્રાણ જેમ પ્રેરે એમ નવે નવે રસ્તે જવાની—પ્રવૃત્તિઓ શરૂ થઈ ચૂકી છે. ઠેરઠેર ઉદારમતવાદના પ્રવાહો વહી રહ્યા છે. જાતજાતની ઈશ્વરવિદ્યાઓ તથા માનવવિદ્યાઓ હવે નીકળી છે; અને ઇહલોકનો જ વિચાર કરી માનવસેવાને જ પરમ ધર્મ માનનારા નવા નવા ધર્મો સ્થપાતા જાય છે. યુવાનો પોતાના સંઘો રચે છે. બંધનમુક્તિ, આત્મકથન, અને નવી નીતિભાવના વિષે ઠેરઠેર ચર્ચા ને વાદવિવાદ ચાલી રહ્યાં છે. એ બધું શું સૂચવે છે? એક યા બીજા પ્રકારનાં યન્ત્રો સર્જનશીલ પ્રાણને જે બંધનોમાં રૂંધી રાખવા મથી રહ્યાં છે, તેની સામે એ સનાતન પ્રાણે આ વિશાળ બળવો જગવ્યો છે. યન્ત્ર અથવા તન્ત્રના ચોકઠામાંથી નીકળીને નાસી છૂટવાનો

મનુષ્યનો પ્રયત્ન, જેને મ. હ્વાઝી ધર્મશ્રદ્ધાનું સારભૂત તત્ત્વ માને છે, તે પ્રયત્ન જો આ ન હોય તો બીજું શું હોય?

આ અનેક અવાજોમાંના કેટલાક કઠોર છે, ને કેટલાક કદાચ ભયાનક પણ હશે. એ અવાજો મારે કાને અથડાય છે ત્યારે મને એવો ભાસ થાય છે જાણે સેંટ પૉલ હજુ આપણી વચ્ચે જીવતા છે ને આત્માની સ્વતંત્રતા માટે ઝુંબેશ ચલાવી રહ્યા છે; અને જાણે જ્યૉર્જ ફૉક્સ હજી પણ ઘાસની ગંજી પર ચડીને ગરીબ માણસોને 'પ્રકાશના અનન્ત સાગર' વિષે ઉપદેશ આપે છે. વળી સર વિલિયમ બ્રૅગ જેવા મોટા વૈજ્ઞાનિકને 'પ્રકાશનું વિશ્વ' (ધ યુનિવર્સ ઑફ લાઈટ) નામનું પુસ્તક લખતા જોઈએ, ત્યારે શું આપણે એમ ન કહીએ કે 'સર વિલિયમ બ્રૅગ તેમની પ્રયોગશાળામાં બેઠા બેઠા પ્રકાશમાંથી પોતાનું વિશ્વ નિપજાવે છે; અને જ્યૉર્જ ફૉક્સ ઘાસની ગંજી પર ચડીને ગરીબ લોકો આગળ પ્રકાશના અનન્ત સાગરની વાત કરે છે; એટલે એ બે લગભગ એક જ નિર્ણય પર આવ્યા ગણાય'? હું એ નિર્ણયને એકંદરે આશાપ્રદ અને ઉત્સાહપ્રેરક ગણું છું — ખાસ કરીને આ દિવસોમાં; કેમ કે અત્યારે આપણને ઘણાને વિશ્વ વિષે ને આપણે પોતાને વિષે એવો જ વિચાર કરવાનું શિક્ષણ મળ્યું છે કે આપણે અને આ વિશ્વ પરમ પ્રકાશરૂપ પરમાત્માના અંશ નથી, પણ જડ કારણદ્રવ્યનાં જ બનેલાં છીએ, ને તેમાં ચૈતન્ય જેવું કોઈ તત્ત્વ જ નથી. મેં ઉપર જે અનેક અવાજોની વાત કરી તે ભેગા થઈને એક પ્રચંડ ને ભૈરવ નિનાદ નીકળી રહ્યો છે. એક મહાકાર્યની એ ભીષણ ગર્જનાના પડછંદા જગતમાં યુગોના યુગો થયાં સંભળાય છે. એ યન્ત્રો સામે જીવને ચલાવેલો સનાતન સંગ્રામ છે. મનુષ્યના આત્માએ ઘડિયાળ બનવાનો જે ઇનકાર કર્યો તેનો એ વિજયનાદ છે.

## ૯. આધ્યાત્મિક કીમિયો

ધર્મના જે હીનમાં હીન પ્રકારો છે, ને જેમાં કર્મકાંડ અને વહેમોનાં તન્ત્રનું જોર જામવાને લીધે તેનો પ્રવાહ વહેતો અટકી જઈ

ચોસલાં બાઝી ગયાં દેખાય છે, તેમાં પણ આપણે એક વાત જોઈએ છીએ. કાષ્ઠ પાષાણ આદિ જે વસ્તુઓમાં કશો અર્થ દેખાતો નથી તેમાં પણ કંઈક અર્થ ઉત્પન્ન કરવાનો — કંઈક અર્થ કલ્પવાનો — પ્રયત્ન એ ધર્મોમાં પણ કરેલો છે. આપણે જેમ જેમ ધર્મનાં ઉચ્ચતર રૂપો પર આવતા જઈએ છીએ તેમ તેમ એ સર્જનવૃત્તિ વધારે ને વધારે સક્રિય ને વેગવાન બનતી જાય છે. છેક છેવટે ધર્મના ઉચ્ચતમ પ્રકારમાં આપણે ધર્મને એવો દાવો રજૂ કરતો સાંભળીએ છીએ કે 'મારામાં વસ્તુમાત્રને નવું રૂપ આપવાની શકિત છે, એટલું જ નહીં પણ ખુદ માણસને નવું પ્રાણી બનાવવાની, તથા એકલા માણસને જ નહીં પણ આખી સૃષ્ટિને જન્મ જરા મરણના પાશમાંથી છોડવી, સેંટ પૉલ કહે છે તેમ ઈશ્વરપુત્રોના જેવી ભવ્ય સ્વતંત્રતામાં લઈ જવાની, શકિત પણ મારામાં છે.' આ ઉચ્ચતર ધર્મ માનવી અનુભવના દરેક પ્રકારને — ઓછામાં ઓછા આશાજનક અને વધારેમાં વધારે દુઃખદ અનુભવને પણ — હાથમાં લે છે; અને પછી તેને નવું રૂપ ને નવી આકૃતિ આપે છે, તેનું નવું મૂલ્ય આંકે છે, ને તેને સાવ નવો જ બનાવી દે છે. આમ કરવા માટે તે જે આત્માનો કીમિયો વાપરે છે તેનો પાર યન્ત્રોમાં રચ્યું-પચ્યું રહેલું માનસ પામી શકતું નથી. એ આખી વસ્તુ જ એક અવિરત સર્જનક્રિયા છે. દરેક વસ્તુનું જે રૂપ ઉપરઉપરથી દેખાય છે તે રૂપ સાચું માનવામાં આવતું નથી. કષ્ટસહન, નિરાશા, ને મૃત્યુ; હૅમલેટ જીવવું સારું કે મરવું એની ચર્ચા મન સાથે કરી રહ્યો હતો ત્યારે તે માનવી સુખનો વિનાશ કરનારી જે વિવિધ વસ્તુઓના સારાસારની તુલના કરી રહ્યો હતો તે વસ્તુઓ; 'કાળના કોરડા ને જોરજુલમ', 'દેહને જે રોગ ને અકસ્માતરૂપી હજાર દંડો ભોગવવા પડે છે તે', એ બધા કથીરનું આપણો ધર્મરૂપી પારસમણિ સોનું બનાવી દે છે; અને, જેમ સૅમસને સિંહના મોઢામાંથી મધ ખેંચી લીધેલું તેમ, આ સુવર્ણ મેળવવા ધર્મ ભારેમાં ભારે ભયભરેલાં સ્થાનોને શોધી વળે છે. આ કામમાં કેટલાં બધાં હિમ્મત ને સાહસ છે તેનો ખ્યાલ પણ આવવો અશકય છે. એ સાહસ કરવા નીકળતા

પહેલાં કોઈએ એના પક્ષમાં દલીલ કરી હોત તો તે સ્વીકારવામાં ન આવત. અને એવો પ્રયત્ન કરવામાં ગાંડપણ જ ગણાત; પણ તેમ નથી ગણાતું એનું કારણ એક જ છે — તે એ કે સમગ્ર વિશ્વનું આખું બળ એ પ્રયત્નની પાછળ રહેલું છે; અને એ કંઈ નાનીસૂની વાત નથી. સર્જનાત્મક વિકાસ એ પણ સુવર્ણાક્ષરે લખેલી એની એ જ કથા — ઘોર સંકટો ને વિપત્તિઓની સામે ઝૂઝીને મેળવેલી જીતની વિજયગાથા — છે. કોઈ પણ ખ્રિસ્તીને તો એમ યાદ દેવાની જરૂર ન જ હોવી જોઈએ કે તેનો ધર્મ એ નિરાશાની ભૂમિ પર ઊગેલું આશાનું વૃક્ષ છે. એ જ વાત વિશ્વને પણ લાગુ પડે છે. એ ધર્મ તેની સામે થતા વિરોધ કે અવરોધ પર વિજય મેળવીને પ્રગતિ સાધે છે. પણ આજકાલ આપણે ઘણા ખરેખરા ખ્રિસ્તી નથી; 'ખ્રિસ્તી' નામ ભલે ઘણા ધારણ કરતા હોઈએ.

## ૧૦. શુભ શુકનો

મેં કરેલી આ સમીક્ષા જો ખરી હોય, તો યન્ત્રોના જુલમની સામે અત્યારે જે સર્જનાત્મક શક્તિઓ બળવો ઉઠાવી રહી છે તેને મદદ કરવામાં ધર્મનું હિત કેમ રહેલું છે, તેનું કારણ સ્પષ્ટ સમજાવું જોઈએ. એ શક્તિઓના વિજયથી ધર્મને પૂરેપૂરો લાભ થવાની આશા છે; અને તેમના પરાજયથી ધર્મને પૂરેપૂરી હાનિ થવાનો ભય છે. હું માનું છું એકંદરે શુકન સારા છે. પણ હજુ ઘણી આગેકૂચ થશે ને ઘણાં ભીષણ યુદ્ધો ખેડાશે તે પછી જ વિજય મળવાનો છે.

શુભ ને પ્રોત્સાહક શુકનોમાંથી એક તો આ છે. હું આપણી કેટલીક નિશાળોમાં જાઉં છું, અને જોઉં છું કે બાળકો સાથે કામ લેવાની આપણી રીતમાં નવજીવનનો સંચાર થયો છે; ઊગતી પેઢીને ઘણે ભાગે પ્રથમ અવસ્થામાં જ કંઈક હસ્તકળા શીખવીને, અથવા તો એ બાળ આત્માઓનાં દિલમાં જે સંગીત સૂતું પડેલું છે તેને જાગ્રત કરીને, અથવા તો તેમને કુશળતા, સુંદરતા ને વિશિષ્ટતા સાથે રમત રમતાં કે નાચ કરતાં શીખવીને, તેમનાં મનમાં નવસર્જનને વિષે રસ પેદા કરવાના પ્રયાસો જ્ઞાની ને સમજુ શિક્ષકો કરી રહ્યા છે, ને એ પ્રયાસો

નિષ્ફળ જાય છે એવું પણ નથી. હું જ્યારે નિશાળોમાં આ વસ્તુઓ જોઉં છું ત્યારે ધર્મના ભાવિને વિષે મારી આશાઓ સતેજ થાય છે, અને હું મારા મનમાં કહું છું : "એ આત્માના ક્ષેત્રમાં પ્રવેશ કરવાનો રસ્તો છે; એ ઈશ્વરના રાજ્ય તરફ જવાનું પહેલું ડગલું છે." એ લાંબો ને ગોળ ગોળ ફરીને જવાનો રસ્તો છે એમાં શંકા નથી. પણ આપણે જો થાક્યા વિના રસ્તે ચાલ્યાં જ કરીશું, તો આખરે ધારેલે મુકામે પહોંચી ગયા વિના રહેવાના નથી. મને લાગે છે 'ધાર્મિક શિક્ષણ'ને નામે ઓળખાતી જે ટૂંકી કેડીઓ પર લોકો ચાલે છે તેને વિષે આટલી વાત કહી શકાય એમ નથી. કેમ કે, સર્જનવૃત્તિનો સ્વભાવ જ એ છે કે તે ભલેને ગમે તેવા નાના રૂપમાં પણ એક વાર જાગ્રત થાય તો પછી તેની પ્રગતિને રોકી શકાતી નથી. રોટીમાં જેમ ખમીર ફેલાઈ જાય છે તેમ આ સર્જનવૃત્તિ ફેલાઈ જાય છે; અને છેવટે માણસના પ્રત્યેક અંગ પર તેનો પ્રભાવ પડવા પામે છે. અને જ્યારે એમ બને ત્યારે માણસ ઈશ્વરના રાજ્યથી બહુ દૂર રહેતો નથી. તમે એને ઈશ્વરની હસ્તી વિષે ગળે ઊતરે એવા પુરાવા આપો; તમે એને વિશ્વના બધા કોયડાના ઉકેલ આપો, અને તેને ખરેખર એ વિષે આસ્થા હોય એવી રીતે એની પાસે એ બધાનો પાઠ કરાવો; પણ તેથી તે ઈશ્વરના રાજ્યની જેટલો નજીક નહીં આવી શકે તેટલો નજીક તેનામાં જો સર્જનવૃત્તિ જાગશે તો આવી શકશે.

આ ઉપરાંત આપણને આશા ઉપજાવે એવો એક બીજો પણ વિચાર છે. યંત્રયુગની બૂરાઈઓ ભલે ગમે તેટલી હોય; પણ તેણે પોતે કરેલાં નુકસાનોનું નિવારણ કરવાની તક તે આપણને આપે છે. માણસના વૈતરાનો બોજો યંત્રો ઉઠાવી લે છે; અને એમ કરીને તે આપણી શક્તિઓને મુક્ત કરે છે, અને એ શક્તિઓને યાન્ત્રિક ન હોય એવાં કામોમાં વાપરવા સારુ આપણને વધારાની ફુરસદ આપે છે. આમ, આપણે યંત્રોમાં ઓતપ્રોત થઈ ગયા હોઈએ તેટલો વખત તે આપણને ગુલામ બનાવે છે એ ખરું. છતાં તે આપણી ગુલામીના કલાક ટૂંકાવે છે, અને આપણો મુક્ત મનુષ્યો તરીકેનો સમય લંબાવે છે. આ જે તક છે તેને ડાહ્યા માણસો તો તરત જ ઝડપી લેશે, અને

બેવકૂફીમાં ગરકાવ થઈ ગયેલા લોકો જ તેના પ્રત્યે દુર્લક્ષ કરશે. જીવનને એક છેડે યંત્રો સ્વતંત્રતા, સ્વયંસ્ફૂર્તિ, સર્જકતા ને આનંદને તરાપ મારી ગૂંગળાવી નાખવા મથે છે. તે જ વસ્તુઓ જીવનને બીજે— એટલે કે કુરસદવાળે છેડે— ફરી પાછાં પ્રાપ્ત કરવાની આ તક આપણને મળેલી છે. એ રસ્તે ચાલવાથી આપણે મનુષ્યના સુખમાં ઘટાડો કરીશું એવો ભય જરા પણ રાખવાની જરૂર નથી. ઊલટું એ દિશામાં ભરેલું દરેક ડગલું આપણને કંટાળા, દુઃખ ને નિરાશાનાં ક્ષેત્રથી દૂર, ને આનંદના રાજ્યમાં છેક ઊંડે સુધી લઈ જશે. અને આનંદનું નામ એ ઈશ્વરના રાજ્યનું જ બીજું નામ નહીં તો શું છે?

આવી મારી આશાઓ છે. હું એવો સમય આવવાની આશા નથી સેવતો જ્યારે યંત્રોનો નાશ થશે, પણ એવો સમય આવવાની આશા સેવું છું જ્યારે યંત્રો પર મનુષ્યનું પ્રભુત્વ સ્થપાશે; જ્યારે સર્જકવૃત્તિ યંત્રો પર પોતાનું પ્રાબલ્ય જમાવશે, તેમને પોતાના હેતુ સાધવા માટે વાપરશે, અને એ જ કામ માટે નવાં યંત્રો બનાવશે. એ યુગના જેવો ભવ્ય સર્જનયુગ જગતે બીજો કદી નહીં જોયો હોય. આપણો અત્યારનો યંત્રયુગ તો કેવળ એને પહોંચવાના રસ્તા પર આવતો એક વિસામો હશે. એવો દિવસ ક્યારેય પણ ઊગશે, તો તે ધર્મને માટે શુભ દિવસ હશે— અને આનંદ, શાંતિ, ને માણસ માણસ વચ્ચેના સદ્ભાવને માટે પણ એ મંગળ ચોઘડિયું હશે. એ દિવસે આ સંસારની સંપત્તિનો મોટામાં મોટો હિસ્સો કોને મળે એ માટે પડાપડી નહીં થતી હોય; પણ એ સંપત્તિનો સારામાં સારો ઉપયોગ કોણ કરી શકે એને વિષે સ્પર્ધા ચાલી રહી હશે. આ નવી હરીફાઈ હશે, સર્જક હરીફાઈ હશે; અને તેમાં ભાગ લેનારા સહુને સંકુચિત સ્વાર્થ ને અહંકાર છોડી કાર્યકુશળતાની— કર્મયોગની— સાધનામાં સામટા મળીને પરોવાઈ જવા એ હરીફાઈ પ્રોત્સાહન આપશે. એવો સહયોગ એ જગતને ટકાવી રાખનાર પ્રબળ અને વેગવાળું સ્નેહબંધન છે.

આ વસ્તુઓ બનવા પામશે ખરી? એનો જવાબ આપણે પોતે આપવાનો છે.

